વિશ્વદર્શન વાર્તામાળાનું પુસ્તક બીજું

# પ્રેમને નામે

મોહનલાલ ધ.




यद् यद् विभूतिमत्
सत्वं श्रीमदूर्जितमेव वा -

આઠ આના

વિશ્વદર્શન વાર્તામાળાનું ત્રીજું પુસ્તક

# પેરીસનું પતન

અતિ વિલાસિતા, સંતતિનિયમન, અને યોગ્ય



[illegible] આવું રસપૂર્ણ વાચન ૭૦૦ પાના જેટલું મળશે, જે કોઈ પણ ગ્રંથમાળાની સરખામણીમાં ઘણું સસ્તું છે.

ટે. નં. ૨૭૮૬.

શ્રી પ્રકાશન મંદિર
૫૬૨. રીલીફરોડ, અમદાવાદ.

# પ્રેમને નામે

લેખક : મોહનલાલ ભટ્ટ



શ્રી પ્રકાશન મંદિર
અમદાવાદ

કિંમત આઠ આના                    સંવત ૨૦૦૦

# પ્રકાશકનું નિવેદન

(૧) વિદ્યાર્થીજીવનમાં મેં સાહિત્યની દિશામાં પ્રવેશ કરેલો. કેટલાક હસ્તલિખિત માસિકો પણ કેટલોક વખત કાઢેલાં. પરંતુ પ્રતિકૂળ સંયોગોને લીધે તેનો અંત આવેલો, છતાં સાહિત્ય પ્રત્યેની અભિરૂચી જળવાઇ રહેલી. આજે ભાઇ મોહનલાલ ભટ્ટની પ્રેરણાથી એ દિશામાં કંઇક કરવાનો અવસર પ્રાપ્ત થયો હોઈ કિંચિત પ્રયત્ન કરવાની આશા રાખું છું.

(૨) ભાઇ મોહનલાલ અને મારો સંબંધ લગભગ પંદર વર્ષ જૂનો. થોડા મહિના પહેલાં એમણે સમાજમાં ઉપયોગી એવા વિષયો ચર્ચતી એક ગ્રંથમાળા પ્રસિદ્ધ કરવાનો વિચાર મારી પાસે મૂકયો. મારી સાહિત્ય પ્રત્યેની અભિરૂચી એ થોડી જાણુતા. પરંતુ મારો ઉત્સાહ અને ઊર્મિ તે જાણુતા તેથી કંઇક વધારે હતી એટલે મેં એમનો એ વિચાર સહર્ષ અપનાવી લીધો અને મારો સંપૂર્ણ સહકાર આપવાનો નિશ્ચય કરી પ્રોત્સાહન આપી તેમનો એ વિચાર દૃઢ કર્યો. આ ગ્રંથમાળાનો પ્રથમ વિચાર ભાઇ મોહનલાલને ઉદ્ભવ્યો હોઈ આ ગ્રંથમાળા તેમની ઋણી છે.

(૩) અત્યારના સંજોગોમાં કાગળની અને બીજી કેટલીક મુસ્કેલીઓને અંગે ગ્રંથમાળાને જે સહન કરવું પડે છે, તે વાંચકવર્ગ સારી પેઠે જાણે છે. એટલે કદાચ કોઇ અંક મોડો પ્રસિદ્ધ થાય તો વાંચક મને દરગુજર કરશે એમ આશા રાખું તો અસ્થાને નહિ ગણાય.

(૪) મારે મારા સ્નેહીઓ, સંબંધીઓ અને મિત્રમંડળનો પણ ઉપકાર માનવાનો છે કે જેમણે ગ્રંથમાળાના પ્રથમ પુસ્તકના દર્શન કર્યાં વિના પણ ગ્રાહક થઇ તેમજ તેમની જાહેરખબર આપી મને ઉપકૃત કર્યો છે. તેમના એ સહકાર અને પ્રોત્સાહને મને એક બીજી 'નવસાહિત્ય ગ્રંથમાળા' પ્રસિદ્ધ કરવા લલચાવ્યો છે, જે થોડા વખતમાં બહાર પાડવાની હું ઈચ્છા રાખું છું. મને આશા છે કે આપ સર્વેએ જે ઉત્સાહ સાથે મને સહકાર આપ્યો છે તે ચાલુ રાખી મને આભારી કરશો.

**જયંતિલાલ જેઠાલાલ શાહ.**

# લેખકનું નિવેદન

**આ** માળાનું આ બીજું પુસ્તક છે. પહેલા પુસ્તકને ઠીક આવકાર મળ્યો છે. આ બીજા પુસ્તકને તેથી પણ વધારે સારો આવકાર મળવાની આશા છે. એમાં અહીંનું જ વાતાવરણ છે. વિનોદમાં યમ, નિયમ, કે ધારણા ન હોવાને કારણે એનું જીવન 'છિન્ન અભ્ર'ની માફક વિલાઈ જતું લાગે છે. જ્યારે શશિમાં એનો કંઈક અંશ છે તેથી તેનામાં સ્થિરતા જણાય છે; જો કે શશિના જીવનનો અંતિમ વિકાસ ઘણાને સંતોષી નહિ શકે. પણ આજે દેશનું જે વાતાવરણ છે તેમાં એથી ભિન્ન વિકાસ કલ્પવા જતાં અસ્વાભાવિકતા આવી જવાનો ભય રહે છે. પુસ્તકની મર્યાદાને વિચારે આવી વાર્તાઓમાં જરૂરી ગણાતી ઘણી વિગતો મેં જાણી જોઈને છોડી દીધી છે.

દેશના કે વ્યક્તિના જીવનમાં યમ, નિયમ અને ધારણા હોવાની અત્યંત આવશ્યકતા છે. ધારણા ખરી છે કે ખોટી તે તો સાપેક્ષ વસ્તુ છે, પણ તેનો અભાવ દેશને કે વ્યક્તિને "છિન્ન અભ્ર'ની સ્થિતિમાં જ લાવી મૂકે છે. યમ, નિયમ અને ધારણા માટે યોગ્ય અંગ્રેજી શબ્દો મળવા મુશ્કેલ છે પણ Determination, Discipline અને Dedication થી તેનો ભાવ કંઈક સમજાશે. એને પ્રતાપે રશિયાએ પોતાનો આવેલ ઝડપી છતાં લોકોત્તર વિકાસ સાધ્યો છે અને એના અભાવે ફ્રાંસ જેવું જૂનું અને બળવાન રાષ્ટ્ર પણ માત્ર ગણ્યાગાંઠ્યા દહાડાઓમાં જ જર્મન હલ્લાથી ટૂટી પડ્યું. આપણે ત્યાં એનો અભાવ છે. એ આપણા જીવનમાં શી રીતે લાવી શકાય એ આપણો પ્રયાસ હોવો જોઈએ.

માળાનું ત્રીજું પુસ્તક **'પેરીસનું પતન'** તૈયાર થઈ રહ્યું છે.

# પ્રેમને નામે

## પ્રકરણ પહેલું

### શશિ ક્યાં ગઈ?

" ચંદ્રકાંત, તેં કંઈ સાંભળ્યું ખરું ? "

" શું ? શેની વાત છે. ? "

" પેલી શશિ પેલા વિનોદ સાથે નાસી ગઈ અને સંભળાય છે કે એમનાં વડોદરામાં લગ્ન પણ થઈ ગયાં. "

" હેં ! શું સાચી વાત છે ! એવું બને નહિ. શશિ તો એવી છોકરી નહોતી. અને વિનોદ ! એ તે કંઈ એને લાયક છે ! "

"કેમ ! કોણ કોને લાયક છે, તે તો તું વધારે જાણે, પણ વાત સાચી છે. શશિના પિતા તો બિચારા કોઈને મોઢું બતાવી શકતા નથી અને એનાં બા બાવરાં થઈને ફરે છે. એના પિતા તો કહે છે કે ઉદાર વિચારના છે. પણ શશિની પસંદગી જોઈ હેબતાઈ ગયા છે. "

" જો એમ હોય તો સાચેજ આશ્ચર્યની વાત છે. શશિ વિનોદ જેવાને પસંદ કરે એ માનવા જેવી વાત તો નથી જ. પણ સંસારમાં અકસ્માત અને આશ્ચર્યનો ક્યાં તોટો છે ? "

આમ બે મિત્રો વચ્ચે વાતચીત ચાલતી હતી ત્યાં "અકસ્માત અને આશ્ચર્યની શી વાત છે, ચંદ્રકાંત". એક ત્રીજા યુવાને આવી પૂછ્યું.

ચંદ્રકાંત કંઇ બોલે તે પહેલાં તેનો મિત્ર બોલી ઊઠ્યો, "અમે તો શશિ અને વિનોદની વાતો કરતા હતા".

" પણ એમાં આશ્ચર્ય જેવું શું છે, આવો બનાવ કંઇ અમદાવાદમાં આજે નવો નથી બન્યો. કેટલાંયે યુગલો આ પહેલાં આમ ચાલી ગયાં છે, લો આ શશિવિનોદને અંગેના બનાવમાં અકસ્માત ક્યાંથી આવી પડ્યો".

" ચંદ્રકાંતનું કહેવું છે કે શશિ વિનોદને પસંદ કરે એ વાત માનવા જેવી નથી અને તેથી એને આશ્ચર્ય થાય છે".

નવો આવેલો યુવાન ખડખડાટ હસી પડ્યો તેણે હસતાં હસતાં કહ્યું : " દોસ્ત ચંદ્રકાંત, તું હજી એવો ને એવો વેદિયો જ રહ્યો. સ્ત્રીઓના મનની વાત તું શું સમજે ! આખરે શશિનો બધોજ દંભ ઉઘાડો પડી ગયોને ! હું તને પહેલેથીજ નહોતો કહેતો કે એની સેવાની અને આદર્શની બધી વાતોમાં કંઇ દમ નથી. પણ યાર, વિનોદ માટે એટલું જરૂર કહેવું પડે કે એણે પોતાની વાત કદી છુપાવી નથી, એનું મન ભોગવિલાસમાં ભટકતું તો તે ઉઘાડી રીતે અને સારે કે ખોટે રસ્તે પણ તે મેળવવા પ્રયત્ન કરતો હતો. ભાઇ આપણને તો આવી પ્રમાણિકતા ગમે છે".

"કેમ નહિ, તું અને વિનોદ બને પ્રમાણિકતા આદર્શ નમૂના છો. તમારા બેના તો પ્રેમાભાઈ હૉલમાં ફોટાઓ મૂકવા જોઈએ" ચંદ્રકાંતે કહ્યું.

" મે સાચી વાત કહી તેમાં તું આમ છંછેડાઇ શેનો પડે છે. શશિ વિનોદ સાથે ગઇ તો ગઈ તેમાં તારું શું ગયું ? તારે તો તેના સાથે કશી વાત નહોતી થઇને ? "

ચંદ્રકાંતે એનો કશો જવાબ આપ્યો નહિ અને પોતાને "મોડું થાય છે, " કહી તેણે પોતાનો રસ્તો લીધો.

ચંદ્રકાંતનો શશિ માટે ઘણો ઊંચો અભિપ્રાય હતો. તેણે સાધારણ રીતે કેટલીક છોકરીઓમાં જોવામાં આવે છે એવું છીછરાપણું તેનામાં કદી જોયું નહતું. તેનાં માતાપિતા પ્રત્યે તેનામાં શ્રદ્ધા હતી. ભાઈ-ભાંડુઓ પ્રત્યે સ્નેહ હતો. ગરીબો પ્રત્યે સહાનુભૂતિ હતી. કૉલેજમાં ભણતી સારે પણ છોકરાઓ સાથે તે છૂટથી વાતચીત કરતી પણ તે જાણે કે પોતાના સગા ભાઈઓ સાથે બોલતી ન હોય તેવા માયાળુપણાથીજ વર્તતી હતી: ચંદ્રકાંતે શશિ સાથે પરિચયમાં આવતાં જાતઅનુભવથી આ અભિપ્રાય બાંધ્યો હતો, આથી આ બનાવથી તેના મનને સખત આઘાત લાગ્યો હતો. પણ શશિના આગલા આચરણની સાથે આ આચરણનો કશો મેળ ખાતો તેને લાગ્યો નહિ એટલે એ કોયડો અણુ-ઉકેલજ રહેશે એમ માની એણે એ વિષે સાફ તરત વિચાર કરવાનુંજ માંડી વાળ્યું.

અને વિનોદને પણ તે ઓળખતો હતો. વિનોદ સાધારણ રીતે સુખી કુટુંબનો એકનો એક છોકરો હતો. માબાપે લાડ લડાવેલાં અને પોતે જાતે પણ સંયમ નિયમમાં બહુ માનતો નહિ એટલે જે વખતે જે ઈચ્છા અત્યંત પ્રબળ થઈ આવે તે પ્રમાણે વગર વિચારે કામ કરવા તે ટેવાએલો હતો. ઘરમાં એને જે ખાવાની ઇચ્છા થાય તે જો બનાવીને એની સામે ધરવામાં ન આવે તો એ નાનપણમાંયે ઘરના બધા માણસોને હેરાન હેરાન કરી મૂકતો હતો. અને સવારે એક વસ્તુ માગે અને સાંજે બીજીજ માગીને ઉભો રહે એટલો આસ્થિર વિચારનો હતો, જો કે તેનામાં બુદ્ધિજ નહોતી એમ ન કહી શકાય તેની સ્મરણશક્તિ પણ સારી હતી. કૉલેજમાં ભણવામાં તે સારો ગણાતો પણ તેના આવા ઉછૃંખલ સ્વભાવને લઈને એના મિત્રો પણ એનાથી થોડા બીતા રહેતા હતા. કોઈપણ સ્ત્રીને આકર્ષી શકે એવું એનું રૂપ હતું. રમત ગમતમાં પણ સારો ભાગ લેતો હોવાને કારણે એનું શરીર પણ સારું કસાયેલું હતું. છતાં બીજા ગમે તેમ માને પણ શશિ એટલા ઓછો જ પરજ મોહી પડે એમ માનવાને ચંદ્રકાંતનું મન તૈયાર નાહું

ચારિત્રસ્ખલન ઉપર ઢાંકપીછોડો કરવા શશિએ આવું પગલું લીધું હોય તો? એ તો કલ્પનામાં પણ ન આવી શકે એવી વાત હતી અને વિનોદ પણ એટલો ઉદાર નહોતો એવી એને ખાત્રી હતી.

એમનો સંસાર બહુ લાંબો ટકવાનો નથી એ વિષે પણ એને કશી શંકા નહોતી અને શશિ એ ન સમજી શકે એટલી મૂઢ પણ નહોતી ત્યારે એણે કેવા સંજોગોમાં વિનોદનો સાથ પસંદ કર્યો એ જો કંઇ જાણવા મળે તો શશિને સમજાવી શકાય અથવા તેને જરૂર પડે ત્યારે કંઇ મદદ પણ કરી શકાય એ દૃષ્ટિએ એ દિશામાં પ્રયત્ન કરવા તે પ્રેરાયો.

પણ તેઓ છે ક્યાં? શશિના માતાપિતા સાથે તેને સારો પરિચય હતો પણ અત્યારે તેમની પાસે જવામાં કંઇ સાર નહોતો. એ તેમને આશ્વાસન આપવાને બહાને તેમની પાસે જાય તો તે ખોટું ન ગણાય. પણ તેવી રીતે જવાની પણ એની હિંમત ચાલી નહિ. એ જાણતો હતો કે શશિના પિતા ઉદાર વિચારના કહેવાતા હતા. પણ તેમની એ ઉદારતા વાતો કરવા પૂરતીજ હતી. તો શશિમાં તેમની એવી નિરંકુશ વાતોનું પ્રત્યક્ષ પરિણામ જોઈ તેઓ અત્યારે છેડાઇ પડયા હોય તો તે સ્વાભાવિક હતું. અને એવે સમયે તેમની પાસે ન જવામાંજ બંને પક્ષનું હિત હતું.

પણ વિનોદના મિત્રોમાંથી તો કેટલાક આ વિષે કંઈ ન કંઈ જાણતા હોવા જોઈએ ખરા. વિનોદે એવા કોઇ મિત્રોની મદદ પણ એમાં લીધી હોય તો તે બનવા જોગ છે. તેણે તેના એકાદ મિત્રને શોધી કાઢી કંઈક સમાચાર મેળવવાનું નક્કી કર્યું અને પોતાની ઓરડીએ ગયો. ત્યાં તેની નજર એક માસિક પર પડી. એ ગયા મહિનાનું માસિક હતું. તેમાં શશિનો લખેલો એક લેખ છપાયો હતો અને શશિએજ તેને તે વાંચવા આપ્યો હતો. સ્ત્રીઓ ઉપર લખાએલો એ લેખ વાંચતાં ચંદ્રકાંતનું એક પેરેગ્રાફ પર ખાસ ધ્યાન ખેંચાયું હતું. તેના

પર તેણે લાલ પેન્સીલથી નિશાની પણ કરી મૂકી હતી. અને તેણે એ બાબતમાં શશિ સાથે વખત મળે ચર્ચા કરવાનો વિચાર પણ કર્યો હતો. પણ હવે તો શશિજ ક્યાંક ચાલી ગઈ હતી એટલે ચર્ચાની વાત નકામી હતી. છતાં અત્યારે એને લખાણનો એ ભાગ યાદ આવ્યો. તેણે ફરીફરી તે વાંચી જોયો પણ તેને તેથી સંતોષ થયો જણાયો નહિ. એ ભાગ આ રહ્યો.

" એમ કહેવામાં આવે છે કે સ્ત્રીના જીવનની સિદ્ધિ તેના માતૃત્વમાં છે. એ વાત કદાચ સાચી પણ હોય. સ્ત્રીના વ્યક્તિત્વ કરતાં સમાજને તેનું માતૃત્વ વધારે ઉપયોગી લાગ્યું એટલે તેણે એનેજ વધારે મહત્ત્વ આપ્યું અને સંતતિ થયા પછી સ્ત્રી પોતે પણ સંતાન પ્રત્યેના મમત્વ અને લાગણીમાં પોતાની જાતને ભૂલી જાય છે, એ સ્થિતિનો પુરૂષે પૂરો લાભ લીધો અને તેને ઘરમાં રહી છોકરાં ઉછેરવાના કામમાં ગોંધી રાખવામાં તે સફળ થયો પુરૂષ બહારથી રોજી મેળવી લાવતો એટલે એ બધાનો માલિક બન્યો અને સૌથી ખૂબીભરેલી વાત તો એ છે કે સ્ત્રી પાસે તે બમણી મજૂરી કરાવે છે, ઘરની તમામ જવાબદારી તેને માથે નાંખે છે, પોતાની અંગત સેવા કરાવે છે, છોકરાંની તમામ કાળજી તેને કરવાની હોય છે, છતાં ઘરનો, છોકરાંનો અને તે સ્ત્રીનો પણ પુરૂષ માલીક કહેવાય છે! સ્ત્રીને પણ વ્યક્તિત્વ હોઇ શકે, તેને પણ વ્યક્તિગત લાગણીઓ હોઇ શકે, મહત્ત્વાકાંક્ષા હોઇ શકે એ તે પીછાનતો નથી અથવા પીછાનવા માગતો નથી. આમ માતૃત્વની સંકુચિત મમત્વભરી લાગણી સ્ત્રીઓનો કાળ બની ગઇ છે. અને પુરુષ પણ એને 'એ અને એનાં છોકરાં'ના મર્યાદીત વર્તુલમાંથી બહાર નીકળવા દેતો નથી. તેથી તેણે સ્ત્રીઓની કેળવણી પણ એવા પ્રકારની જ રાખી છે. જેની કૂખે રામ, કૃષ્ણ, બુદ્ધ, ગાંધી, નેપોલીઅન કે એલેકઝાંન્ડર, લેનીન કે હિટલર જેવા જન્મ લઇ શકે છે તેની સામે આ ઘોર અન્યાય છે. મારી બહેનોને તો મારે એટલુંજ કહેવાનું છે કે માતૃત્વની ભાવના ઘણી ઉત્તમ

ભાવના છે. પણ પોતાના પેટના હાડમાંસના ગોળા પૂરતીજ તે મર્યાદિત રહે અને તેના ગમે તેવા કલ્પિતલાભમાં જીવનનેજ જો વહાલું માનીએ ને આપણા હલકા રાગદ્વેષોના ભોગ બનીએ તો આપણો પોતાનો વિનાશ જ થવાનો છે. પછી પુરુષની ગુલામી કરવા સિવાય આપણે માટે બીજો કંઇ માર્ગ રહેતો નથી. પણ જો આપણે આપણી માતૃત્વની ભાવનાને વિકસાવીશું, સંસારમાં "યદ્યદ્ વિભૂતિમત્ સત્વં શ્રીમદ્ ઊર્જિતમેવ વા" જે કંઇ સારું વિભૂતિવાળું અને ઉન્નત છે, તેના સર્જક થવાની, તેની માતા થવાની, મહત્વાકાંક્ષા રાખી તે પ્રમાણે આપણો વિકાસ સાધીશું તો પુરુષોને પણ આપણી સામે ઝૂકવું પડશે".

ચંદ્રકાંતને થયું આ શશિના વિચારો છે. ખરી શશિને ઓળખવી હોય તો આમાંથી આપણે ઓળખી શકીએ. પણ એના નાસી જવાનો ભેદ તો આમાંથી મળી શકે એમ નથી. એ ભેદનું રહસ્ય તો ક્યાંક બીજેજ શોધવું રહ્યું.

## પ્રકરણ બીજું

### ગરીબ બિચારો મધ્યમ વર્ગ !

વિનોદનો એક મિત્ર કૃષ્ણકાન્ત ચંદ્રકાન્તનો પણ મિત્ર હતો. કદાચ તેને કંઈ એ વિષે ખબર હોય એમ માની ચંદ્રકાન્ત બપોર પછી થોડો નવરો પડ્યો એટલે તેને ત્યાં ગયો. આજે રજાનો દિવસ હતો એટલે કૃષ્ણકાન્તના પિતા પણ ઘેર હતા. ચંદ્રકાન્ત જ્યારે આવ્યો ત્યારે તેમનો બધાનો ચાહ પીવાનો વખત થયો હતો. કૃષ્ણકાન્તના પિતા, તેમના એક મિત્ર ને કૃષ્ણકાન્ત એટલાજ તેમની ઓરડાની બેઠકમાં હતા. ચંદ્રકાંતને પણ ત્યાં આવકાર મળ્યો. ચંદ્રકાંતે કૃષ્ણકાન્તને બહાર લઇ જવાનો પ્રયત્ન કરી જોયો પણ તેણે કહ્યું:

'ચા પીને પછી આપણે બહાર નીકળીએ છીએ. કંઈ ખાસ કામ તો નથીને ?"

"ના ના, એવું કંઈ ખાસ કામ નથી; પણ મારે તારી સાથે કેટલીક વાત કરવી છે, જે અહીં થઇ શકે એમ નથી."

" સમજ્યો. થોડીવાર પછી આપણે બાગ તરફ જવા નીકળશું. આજે બાપાજી ઘેર છે એટલે ચા પીધા વગર નીકળું તો ખીજાઇ જાય".

કૃષ્ણકાંતના પિતા અને તેમના મિત્ર વચ્ચે કોઇ વાત ચાલતી હતી. એ વાત સાંભળવામાં ચંદ્રકાન્તને કાંઈ ખાસ રસ તો નહતો પણ જ્યારે તે ત્યાં બેઠો હતો ત્યારે અનાયાસે તે તરફ તેનું ધ્યાન ખેંચાયું.

કૃષ્ણકાંતના પિતાનું શરીર જરા ભારે હતું. મેદના અતિરેકથી બધા અવયવોને વર્તુલાકાર પ્રાપ્ત થયો હતો અને તેમાંય ખાસ કરીને પેટનું વર્તુળ તો કોઇ સુંદર કળાકાર પ્રજાપતિએ તૈયાર કરેલી ગાગરના વર્તુલને પણ માત કરે એવું હતું. વર્તુલનું સુરેખપણું જોતા તેના પર હાથ ફેરવતા ફેરવતા તે કહેતા હતા કે, "ગરીબ બિચારો મધ્યમ વર્ગ આજે પીસાઇ રહયો છે. એનો કોઈ ધણીધોરી નથી. મજૂરોને તો ઘરમાં બધાજ કમાનારા ઉપરાંત આટલી મોંઘવારી મળે છે. અને પૈસાદારોને તો શું દુઃખ છે ? પણ આબરૂદાર મધ્યમ વર્ગનો માણસ જેના ઘરમા ચારપાંચ માણસ ખાનારાં હોય અને તે એકલો કમાનારો હોય તે બિચારો શું કરે !"

"અને તેમા વખત પણ ખરાબ આવ્યો છે. છોકરાંઓ કબજામાં નથી રહ્યા ગાંધીજીની ચળવળે પણ કેટલાકના ઘરમા તો હોળી સળગાવી છે હોળી. કોણ જાણે એનું શું પરિણામ આવશે!" તેમના મિત્રે કહ્યું.

"શું પરિણામ આવવાનું હતું ! મેં તો કલેકટર સાહેબને પણ કહી દીધું હતુ કે થોડાં છોકરાઓ જે હાલી નીકળ્યાં છે, તેઓ થોડા દિવસ ધાંધલ કરીને એની મેળે છાનાં બેસી જશે. પૈસાવાળા

મીલોકારખાનાવાળા તો ચળવળમાં કંઈ ભાગ લેવાના નથી. મજૂરો કેટલા દિવસ રોજી વગરના થઈને બેસી રહેશે? અને ગરીબ બિચારો મધ્યમવર્ગ તો એના પોતાના બોજમાંથી કોઈ દહાડે ઊંચો આવવાનો છે, કે કંઈ કરી શકે? અમે આટલા કારકુનો આપના હાથ નીચે છીએ. બીજા ખાતાઓમાં પણ ઘણા માણસો છે. પૂછી જુઓ એમાંથી કોઈ સરકારને બેવફા થાય એમ છે? સાહેબ તો મારી વાત સાંભળી ખુશીખુશી થઈ ગયા. છે પણ ભાઈ, દોસો માણસ, મને કહે, શાબાશ, શાબાશ, સરકારને તો તમારોજ બધાનો ભરોસો છે ને?"

"સાચી વાત છે, આપણા જેવા મધ્યમવર્ગના શિક્ષિત લોકો જો સરકારની મદદમાં નહોત તો સરકાર શું કરી શકત? આપણી પોલીસજ તો જ્યાં જુઓ તો ચળવળને દબાવી રહી છે. પણ અમલદારોયે અત્યારે તો આપણી પીઠ થાપડે છે, પણ પછી પાછળથી કોઈ કદર કરતું નથી".

"ગરીબ બિચારા મધ્યમ વર્ગનું એજ તો દુ:ખ છે, અમને ટૂંકા પગારના કારકુનોને રોટલાનું યે કેટલું દુ:ખ છે તે કોણ જુએ છે. અને અત્યારે સરકારે મોંઘવારી આપી છે ખરી. પણ મજૂરોને મળતી મોંઘવારીની સરખામણીમાં તો તે મશ્કરીરૂપ લાગે છે."

"પણ આપણામાંથી કોઈ માથું ઉંચકી કંઈ બોલી શકે એમ છે? કોઈ કંઈ કહે તો કહે ઘેર જાઓ. અને આપણા એકને બદલે એકવીસ આવવા તૈયાર છે. પછી તો લૂખોસૂકો રોટલો મળે છે તે પણ જતો રહે. શું કરીએ?"

"ગરીબ બિચારા મધ્યવર્ગનું એજ તો દુ:ખ છે, એને જે હોય તે ચૂસવા તૈયાર છે. એની પાસેથી બધાને કામ કઢાવી લેવું છે પણ કોઈને એની પડી નથી. આ બધા ચળવળીઆ હાલી મળ્યા છે. તેમની પણ આપણા પરજ દાઢ છે ને. એ બધા ખાઈબદેલાઓ પારકાં છોકરાંઓને જતી કરવા માગે છે અને આપણા છોકરાંઓ તે કંઈ સમજતા નથી. પેલી શશિની વાત તો સાંભળીને? એનો બાપ તો

મારો જુનો મિત્ર છે. અમે બંને સાથે સરકારી નોકરીમાં જોડાયા હતા. એ છોકરી ચળવળમાં ભળી અને જેલ ગઇ એટલે એના બાપ પર કેવી આફત આવી પડી! તે તો કોઇ જાણતું નથી બિચારાની નોકરી જતાં જતાં બચી. મેં તો એને કહી દીધું કે જરા છોકરીપર દાબ રાખ અને તેને કોઇ સારા જેવો મૂરતીયો મળે તો પરણાવી દે. બહુ ઉદાર થવાનો ડોળ કરી છોકરાંઓને થાબડયા કરીશ તો નોકરીયે ખોઇ બેસીશ ને હેરાન હેરાન થઇ જાઇશ."

"પણ તે તો સાંભળ્યું છે કે પેલા વિનોદ સાથે નાસી ગઈ! સાચી વાત?"

"હા, વાત તો એવી સાંભળી છે ખરી. કહે છે કે મારી સલાહ પ્રમાણે તેણે એક આધેડ વયનો મૂરતિયો શોધી કાઢયો હતો. તે બીજ વર છે. પણ ખાનદાન કુટુંબનો ખરોને એટલે કંઈ વાંધો નહોતો. પણ તે પહેલાં તો તે નાસીજ ગઇ. છોકરાંઓને બહુ મોઢે ચઢાવવાનું આ પરિણામ આવે છે. હું તો એને ઘણું સમજાવતો હતો પણ એને કંઈ ગળે વાત ઉતરતી નહતી. હવે ખરા પસ્તાતા હશે. ભલે રૂએ હવે માથે હાથ મૂકીને. આપણે શું કરીએ."

એટલામાં ચાહના પ્યાલાઓનો તાટ આવી પહોંચ્યો. કૃષ્ણકાંતે તેમાંથી લઇને દરેક આગળ એક એક પ્યાલો મૂકી દીધો. ચાહ પીતાં પીતાં આડી અવળી ચહા અને ખાંડના ભાવની વાતો થઈ અને જાણે ઉપલી વાત જ ભૂલાઇ ગઈ. પછી કૃષ્ણકાંત અને ચંદ્રકાંત બંને ફરવા જવા નીકળી પડયા.

## પ્રકરણ ત્રીજું
## માતાપિતાની ફરજ!!

ચંદ્રકાંત અને કૃષ્ણકાંત વિકટોરિયા બાગમાં એક બાંકડા પર જઈ બેઠા પછી થોડીવાર સુધી આમ તેમની વાતો કરી સ્વસ્થ થયા. એટલે ચંદ્રકાંતે મૂળ પ્રશ્ન છેડયો.

' ચંદ્રકાંત, વિનોદ આમ ચાલ્યો ગયો તે વિષે તને તો બધી ખબર હશે! આમ શી રીતે બન્યું તે કહીશ!

" હું તો એ વિષે કંઈજ જાણતો નથી. મેં પણ એ વાત માત્ર બહારથી જ સાંભળી છે. વિનોદે મને એ સંબંધમાં કંઇ ઇશારો પણ ન કર્યો એથી મને પણ આશ્ચર્ય થયું છે. એનો સ્વભાવ જોતાં તો આવડી મોટી વાત તે શી રીતે છુપાવી શકયો તેજ સમજાતું નથી."

" એટલે તારી સાથે એણે શશિ સંબંધી કંઈ વાતજ નથી કરી?"

"ના, એણે તો કશી વાત એ સંબંધી વાત કરીજ નથી. પણ તેં મારા બાપાજીને મોઢેથી સાંભળ્યું ને કે તેના લગ્ન કરી નાખવા માટે તેમણે શશિના પિતાને સલાહ આપી હતી. એ વાત મારી જાણમાં હતી તેથી મેં વિનોદને તે વાત કરી. વાત, તેને માત્ર ગમ્મતમાંજ કરી હતી, પણ તે સાંભળી તે એના સ્વભાવ વિરૂદ્ધ ઘણો ગંભીર થઇ ગયો, ત્યારે પણ મને આશ્ચર્ય થયું હતું. મેં તો શશિ બહુ ડાહી થતી હતી તેને આમ પરણી જવું પડશે એની તે મજાક ઉડાવશે એવી જ આશા રાખી હતી. પણ થયું એથી ઉલટું. મેં જોયું કે તેના દિલમાં શશિ પ્રત્યે સાચી શ્રદ્ધા હતી અને તેની કોઈ મજાક કરે તે સહન કરવા તે તૈયાર નહોતો."

"તું એમ માને છે ખરો કે વિનોદ શશિ સાથે પરણીને તેને જીંદગી સુધી નભાવશે

"અરે રામ રામ કરો. વિનોદને તું યે ક્યાં નથી ઓળખતો. એ ભટકતો ભમરો તે કોઇ એક સ્થાને બંધાઇ રહે ખરો. તું જોજે ને કે વરસ છ મહિનામાં જ તેને તરછોડીને કાઢી મૂકશે."

બંને મિત્રોએ આમ કેટલીક વાર સુધી વાતો કરી. કૃષ્ણકાંતને એ સમજાતું નહોતું કે ચંદ્રકાંત શશિની બાબતમાં આટલો બધો રસ કેમ લઇ રહયો છે. પણ ચંદ્રકાંત તો વાત પૂરી થતાં પોતાની ધુનમાંને ધુનમાં જવા માટે ઊઠયો. તેના તરફ થોડીવાર સુધી એકટશે તે જોઇ રહયો. પછી આછું સ્મિત કરી તે પણ ઘેર જવા માટે ચાલતો થયો.

\+ + + +

શશિના લગ્ન જેમ બને તેમ જલ્દી કરી નાંખી પોતાની ફરજમાંથી મુકત થવા તેનાં માતાપિતા ઉતાવળા થઇ રહયાં હતા. માતા તો આજ વરસોથી પોતાના પતિને ટોક ટોક કરતી હતી કે છોકરી હવે મોટી થઇ છે એનુ કંઇ કરી નાંખો. છોકરીની જાતને આટલી બધી સ્વતંત્રતા કામની નહિ એથી કોઈ દહાડો આપણું નીચું જોવા વારો આવશે. અત્યારે તો તમારી આંખ ઉઘડતી નથી પણ મારા શબ્દો આગળ આવશે ત્યારે તમને ખબર પડશે. આવો ટકટકારો તો તેનો ઘણા વખતથી ચાલતો હતો. પણ શશિના પિતા અમુક રીતે ઉદાર વિચારના હતા એટલે છોકરી ભણે તેમ ઇચ્છતા હતા. શશિ ભણવામાં હોશિયાર હતી, બોલવે ચાલે અબ્બાક હતી અને તેમાં વિનયશીલતા પણ હતી એટલે પિતાને પોતાની એ દીકરી માટે મનમાં અભિમાન હતું. પણ જ્યારે તેણે મહાસભાની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો અને તેને જેલમાં જવું પડયું અને તેના પોતાની નોકરી કે જેના ઉપર તેમનો બધો આધાર હતો, તેમના બધા વિચારોની છેવટની મર્યાદા જે નોકરી હતી, તેજ જોખમમા આવી પડવાનો ભય લાગ્યો ત્યારે તે ભારે ચીડાઇ ગયા તેમણે પત્નીને કહ્યું.

"શશિ હવે આવે એટલે એને ગમે તેવો એક મૂરતિયો શોધીને પરણાવી દીધેજ છૂટકો છે. એની કોઈ પણ વાત હવે ચલાવી લેવાનો નથી. એને જેલમાં જવાની શી જરૂર હતી ? એ ભૂલી ગઈ કે તે એક સરકારી નોકરની દીકરી છે. સ્વરાજ્ય લેવા બહેન નીકળી પડયાં છે ! પહેલાં તમે તમારૂં તો સંભાળો ! હવે આ ઉંમરે મારી નોકરી જાય તો હું શું ઘેરઘેર જઈ ભીખ માગું ? એને એટલોએ વિચાર ન આવ્યો ? આ બધાં છોકરાં રખડી પડે તેનુંયે એને કંઇ ભાન છે ?

"કેમ આજે એમ બોલો છો ? શું થયું છે ?."

"શું થાય ? મારા પર તો ખરી તવાઈ આવી હતી. કાલથીજ ઘેર બેસવું પડત. એમ કહે કે આ છોકરાંઓને નસીબે નોકરી જતી જતી બચી. બહેન સરકાર સામે સ્વરાજ લેવા નીકળી પડયાં ! પણ બાપની નોકરી જશે એનો એને વિચાર પણ ન આવ્યો !"

"હેં શું નોકરીમાંથી છૂટા થવું પડત ! શશિને માટે ? પણ તમેજ તો એને આટલી ફટવી મૂકી છે. હું કહેતી હતી ત્યારે તો બાપદીકરી બંનેને ખોટું લાગતું હતું, હવે ભોગવો ! હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે તો હવે બૂમો શેની પાડો છો ? મેં તો તમને પહેલેથીજ કહ્યું હતું કે છોકરીની જાતને બહુ માથે ચઢાવવી નહિ. પણ તમે કયાં કોઈનું માનો એવા છો ?"

"ભાઇ, મેં ભૂલ કરી. હવે તું તારૂ પારાયણ મૂકીશ. હવે તો એક બે દિવસમાંજ એને સારું કોઇ મૂરતિયો શોધી લાવું છું કે નહિ તે જો."

"સાચી વાત કહીએ છીએ ત્યારે કેવા કરડવા દોડો છો. હવે તો દોડાદોડી કરશોજ ને ! અમે કહેતા હતા ત્યારે તો કશી વાત પર કાનજ નહોતા દેતા."

એ પછી પતિપત્ની વચ્ચે કેટલોક વખતસુધી મંત્રણાઓ ચાલી અને છેવટે તેમણે બંનેએ મળીને કોઈ એક વાતનો પાકો નિર્ણય કરી નાખ્યો. એ નિર્ણય પ્રમાણે અમલ થતાં તેઓ તેમની શશિ પ્રત્યેની

માતા પિતા તરીકેની ફરજમાંથી મુક્ત થઈ જવાનાં હતા એવો તેમને સંપૂર્ણ વિશ્વાસ બેઠો.

શશિ જેલમાંથી છૂટીને આવી ત્યારે તેને ઠેકાણે લાવવા સારૂ તેના માતાપિતાયે શી વેતરણ કરી રાખી છે. તેનો એને કશો ખ્યાલ પણ નહોતો. તે પોતે જેલમાંથી આવી હતી છતાં ઘણા ઉત્સાહમાં હતી. બહાર ચળવળને અંગેનું વાતાવરણ ઠંડુ પડી ગયું છે, એવું તેણે સાંભળ્યું હતું ખરૂં પણ તેની તેના મન પર કશી અસર થઇ નહોતી. તેને સ્વજનોને, મિત્રો ને સહકાર્યકર્તાઓને ફરી મળાશે એનો આનંદ હતો. ઠંડા પડેલાં વાતાવરણમાં પણ તે કંઈ ને કંઇ કામ કરી શકશે એવી તેના દિલમાં હોંસ હતી.

જેલમાંથી છૂટી આવ્યા પછી એક બે દિવસ તો તેના મળવા મૂકવામાં ચાલ્યા ગયા. ચાહ ખાંડ મળવાની મુશ્કેલી હતી છતાં તેને તેના મિત્રો અને સગાંઓએ ચાહ અને મિષ્ટાન્ન જમાડયાં. આમ આનંદમાં દિવસો જતા હતા અને શશિ પોતાના કેટલાક સહકાર્યકરો સાથે–જેઓ છૂટા હતા તેમની સાથે–દેશની પરિસ્થિતિ જોતાં શું કામ થઇ શકે તેની ચર્ચા પણ કરતી હતી. તેમાં હિંસા અહિંસા પર પણ પુષ્કળ વાદ વિચાર થતો, પણ એમાં કોઇનો પણ મત બીજા કોઈ કાર્યકરતા સાથે મળતો આવતો જોવામાં આવતો નહિ. સૌ પોતપોતાની ઇચ્છા અને સમજ પ્રમાણે તેની મર્યાદા આંકતા હતા અને એમાં કોઇની દોરવણી કામ આવે એવી નહતી. એટલે દરેકને મોટી મૂઝવણ થતી હતી. અને તેમાં ગૂંચવાઇને તે મોટે ભાગે નિષ્ક્રિય બની જતો જોવામાં આવતો હતો. શશિને પણ થોડા કલાકમાંજ મૂઝવણે ઘેરી લીધી. બુદ્ધિભેદનો વંટોળ એટલો જબરદસ્ત હતો કે એમાં પ્રખરબુદ્ધિના યુવાનો અને યુવતીઓ પણ સપડાઈ ગયાં હતાં ત્યાં શશિ જેવી છોકરીનો શો હિસાબ. તેનું એક તરફથી એ બાબતમાં મનોમન્થન ચાલતું હતું અને બીજી તરફથી ચાહ નાસ્તાના મેળાવડા.

આવા મેળાવડા પણ મનનું દૌર્બલ્ય વધારવામાં મદદ કરતા હતા. એક દિવસ એની એક સખીએ એને ચાપાણી માટે નોતરી. એ ધનવાન કુંટુંબની પુત્રી હતી. એટલે એણે તે દિવસે પોતાનું આખું સખિમંડળ પોતાને ત્યાં નોતર્યું હતું. જેલમાંથી છૂટીને આવ્યા પછી આટલા મોટા સ્ત્રીવૃન્દમાં શશિ પહેલીજ વખત જતી હતી. જેલમાં બેઠાં બેઠાં તેણે સ્ત્રીઓમાં રાષ્ટ્રીયતા સારી પેઠે ફેલાઈ ગઈ હશે એવી જ કલ્પના કરી હતી. એ કલ્પના ખોટી હોવાની શંકા તો જેલમાંથી છૂટયા બાદ જે વાતાવરણ એણે જોયું તેનાથીજ જન્મી હતી. પણ આ મેળાવડા પછી તો એવી કલ્પના કરવા જેટલી ઘેલછા એને કયાંથી થઈ એવોજ વિચાર એને કરવો પડયો.

એક વખતે ખાદીની સાડી પહેરી ઉત્સાહ અને જોમમાં સરઘસમાં મહાલતી એવી એની બહેનપણીઓને એણે રંગબેરંગી ઝીણી સાડીઓમાં પાઉડર ચોપડેલે મોઢે અને કૃત્રિમ ચાલે ચાલતી જોઈ ત્યારે તે થોડી ગભરાઈ ગઈ અને એનો એવો ગભરાટ જોઈ એની એ બહેનપણીઓમાંથી એકબે જણીઓએ જ્યારે મોટેથી હસી દીધું ત્યારે તો એ શરમાઈજ ગઈ. પણ એના મનમાં જે એક સૂક્ષ્મ ભય હતો તે દૂર કરી શકી નહિ.

શશિને જોતાંજ લગભગ બધી બહેનોએ એકસાથેજ તેનો આવકાર આપ્યો.

' આવો, આવો શશિબહેન !

" આટલા દિવસ જેલમાં રહ્યાં પણ કાંઈ ખાસ દૂબળાં પડયાં હોય એમ લાગતું નથી. " એકે કહ્યું.

" ત્યાં શું દુઃખ હતું કે દૂબળાં પડે ? ખાવાપીવાનું ભરપેટ મળતું હશે, ન ફાવે તો ઘેરથી મંગાવવાની છૂટ, અને આટલી બધી બહેનો જેલમાં ગયેલી એટલે દિવસ પણ આનંદમાં ને આનંદમાં ચાલ્યો જાય. બીજી કંઈ ફીકર તો મળેજ નહિને." બીજીએ ખુલાસો કર્યો.

એટલે એક ત્રીજા બ્હેન બોલી ઉઠ્યાં. "હા, શશિ બ્હેન, તમે ત્યાં બધાં કેવી રીતે રહેતા હતાં તે તો જણાવો. અમે તો! અહીં બધા એમજ સાંભળીએ છીએ કે ત્યાં તો લહેર છે લહેર."

"ત્યારે શું એ કંઇ ખોટું છે. શશિબહેન જ એની સાક્ષી પૂરશે કે ત્યાં કશું દુઃખ નથી. બધાં દુઃખ તો અહીં જે અહાર રહે છે તેમને ભોગવવાનાં છે!" એક ચોથી બાઈએ ટહુકો કર્યો.

"લે ગપ્પ હવે તને એવું શું દુઃખ છે? ધણીધણીયાણી બેજ છો અને જેમ કરો તેમ પાલવે એવું છે!"

"દુઃખની કોણ વાત કરે છે. ઘરમાં બે હોય કે બાર પણ ઘર લઇને બેઠાં એટલે કંઇ નિરાંત થોડી મળે છે."

"એ વાત તો સાચી છે. પણ હવે આપણેજ બધાએ બોલ બોલ કરવું છે કે શશિબહેનને પણ કંઇ બોલવા દેવું છે?"

"આપણે બધા એમનીજ વાત સાંભળવા તો ભેગા થયાં છીએ, પણ એ કાંઇ આપણી માફક ઝટ મોમાં આવે તે બોલી નાંખે એમ છે નહિ. એ તો બધું વિચારીને વખત જોઇને જે બોલવું હશે તે જ બોલશે."

"હા, આપણા શશિબ્હેન છે તો પહેલેથીજ બહુ ગંભીર અને તેમાં પાછા આગેવાન રહ્યાં એટલે એ રીતે એમને રહેવુંજ પડે ને?"

"અને એમને સારૂ એમનાં વડિલોએ મૂરતીઓ પણ એમની ગંભીરતાને શોભે એવો આધેડ વયનો શોધી કાઢ્યો છે! ખરેખર યોગ્ય જોડું થશે!" એમ કહી એક બટક બોલી બાઇએ જરા મોઢું મચકોડયું.

"અલી, હું તો એમાંનું કશું જ જાણુતી નથી. શશિબ્હેનના લગ્ન થવાનાં છે? કયાં? કોની જોડે?"

"પેલા અમૃતરાય છે ને તેમની જોડેની કંઈ વાત છે, એવું મેં સાંભળ્યું છે."

"એમની ઉમર તો મોટી છે. એમાં શશિબ્હેનની સંમતિ છે ખરી!"

શશિની સામે જોઇ એક બાળાએ પૂછ્યું.

"હે તુંયે ગાંડીજ છે ને. આટલી મોટી દીકરી અને તેયે ભણેલીગણેલી ને ડાહી. તેને પૂછ્યા વગર કંઈ કોઈ તેના વેવિશાળની વાત કરતું હશે." એમ કહી જેણે આ વાત કાઢી હતી તે શશિ તરફ એક રહસ્યભરી દૃષ્ટિ નાંખી બીજી તરફ ચાલી ગઈ અને મંડળનું આખું વાતાવરણ એક પ્રકારના ક્ષોભથી ખળભળી ઉઠયું, અને બધા મૂગે મોઢે ચાહ પીવાના ટેબલ આસપાસ ધીરે ધીરે ગોઠવાવાં લાગ્યાં. પણ શશિના સંકોચનો પાર ન રહ્યો. તેની માતાએ હજી સુધી તેની સાથે કંઇ વાત નહોતી કરી. પણ ઘરના વાતાવરણમાંથી એને કંઈ જાણવાનું મળ્યું હતું ખરૂં. પણ તેને આશા હતી કે તે પોતાના પિતાને સમજાવી શકશે. પણ વાત લોકોમાં આટલી બધી ચર્ચાઇ પણ ગઈ હશે તેની એને કલ્પના નહોતી અને તેથી તેને ભારે શરમ લાગી અને ક્રોધ પણ ચઢયો.

અને જે બહેને એ વાત કાઢી હતી તેને તો શશિ ઉપર એ વાતની શી અસર થાય છે તેજ જોવું હતું. તેને શશિ પ્રત્યે એક પ્રકારનો સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે હોય છે તેવો અણગમો હતો. શશિનું ડહાપણ, તેના સુસંસ્કાર અને નૈતિક શ્રેષ્ઠતા તેનાથી સહન થતાં નહોતાં. ખરી રીતે તો એ ભેગો થયેલો આખો સમાજ શશિને પોતાથી દૂર રાખવા માગતો હતો. અને તેને તેમ બતાવવા પણ માગતો હતો. તેમાં એકાદ બે જણનો અપવાદ હશે. બાકી સૌનો સમાજ, વાત, વિચાર એકજ કોટિનાં હતાં અને સૌને શશિ તેમાં ન આવી શકે એવો માનસિક અહ બંધાઇ ગયો હતો.

શશિની મનોદશા પણ જુદીજ હતી. તેને આવો આવકાર મળશે એની કલ્પના નહોતી. પણ જ્યારે નિમંત્રિત થઇને તે આવી છે તો હવે મુખ્ય નિમંત્રિત મહેમાનનો પાઠ તો તેણે પૂરેપૂરો ભજવવો રહ્યો અને આવી વાતોથી તેના પર કશી અસર નથી થઇ એમ તેણે બતાવવું રહ્યું . તે એ તો સમજતીજ હતી કે આજનો મેળાવડો તેની સખીઓએ, સૌએ પોતપોતાનો વૈભવ બતાવવા જ યોજ્યો છે. માટેજ તેઓ પુષ્કળ ઠઠેરો કરીને આવી છે. તેમની વાતોના દોરમાં પણ લડાઇમાં કોણે કોણે નફો કર્યો, કેવો નફો કર્યો, અને કોને ત્યાં અનાજનો સંગ્રહ વધારે છે અને તેણે સંગ્રહ કરવા શું શું કર્યું વગેરે બધું રસપૂર્વક કહેવાઇ રહ્યું હતું. પણ કોઇને દેશની, કોમની, કે બીજી ઉપયોગી વાત કરવાની ન ઇચ્છા હતી ન ફુરસદ. એથી ભારે મને શશિએ આખો પ્રસંગ જેમ તેમ કરી સાચવી લીધો.

પણ એ પ્રસંગે પેલાં બહેનના બોલવાથી જે ડંખ લાગ્યો હતો તે તેને એમ શાંતિ આપે એમ નહતું. એ ડંખનું ઝેર એના શરીરમાં ધીરે ધીરે પ્રસરી રહ્યું હતું. તેને થયું કે આજેજ વાત કાઢવી અને માતા સાથે એ બાબતમાં ફેંસલો કરી લેવો. એ એમ તો માનતીજ હતી કે એમાં મોટા ભાગે માતાનોજ હાથ છે. પિતાને તેણેજ તૈયાર કર્યા છે અને તેથી પિતાને સમજાવી એ બાબતનો યોગ્ય તોડ લાવવામાં કંઇ વાંધો નહિ આવે.

પણ સાચી વાત તો જુદીજ હતી. આ વખતે એના પિતાજ એને પરણાવવાની હઠ લઇને બેઠા હતા. અને મૂરતિયો પણ એમણેજ શોધી કાઢ્યો હતો. એની માતાને એ મૂરતિયો ખાસ પસંદ હતો એમ નહતું. પણ તેને એને વિષે કંઇ ખાસ વાંધો હતો તેમ પણ નહતું. તેને કોઇ કોઇ વખત એ બાબતનું આશ્ચર્ય જરૂર થતું હતું કે સારા સારા ઘર વરની વાતો આવેલી ત્યારે છોકરીનું મન જોવાને બહાને એમણે ના પાડી

અને હવે આમ એને આવા મૂરતિયા સાથે પરણાવી દેવાની વાત કરે છે એ કેવી વાત ! પણ તે પોતે એમ માનતી હતી કે છોકરીની જાતને બહુ સ્વતંત્રતા કામની નહિ, એટલે શશિ પરણી જાય તો છૂટકો થાય. અને તેથી તેણે પતિના નિર્ણયને વધાવી લીધો હતો. અને જ્યારે શશિએ ઘેર આવી ચાપાટીમાં થયેલી વાત વિષે ઈશારો કરી પૂછ્યું: "બા, લોકો આવી કેમ વાતો કરે છે ?"

ત્યારે તેણે કહ્યું "વાતો તો કરેજ ને, વાત કંઈ છૂપી રહે છે. તારા બાપા કંઇ નક્કી કરી આવ્યા છે એટલે વાત તો ચર્ચાય જ ને ?"

"પણ મારે પરણવું નથી એ તું ને બાપાજી બંને જાણો છો ?

"કેમ પરણવું નથી ? પરણ્યા વગર તો કંઇ ચાલવાનું હતું ? બહુ ડાહી થઇશ નહિ. અમે જે કંઇ કરતા હઇશું તે તારા હિતનું જ કરતા હઇશું ને ?"

"તેની હું ક્યાં ના પાડું છું. પણ જેમાં મારું મન દુઃખાય તેવું કરવામાં તમને શો રસ પડે ? મારે પરણવું નથી. હમણાં તો ખાસ નહિ જ."

"ના, તે કંઇ હવે ચાલવાનું નથી. મેં તો તને ક્યારનીયે પરણાવી દીધી હોત પણ અત્યાર સુધી તારા બાપા માનતા નહોતા. પણ હવે તો તેઓજ જાતે આગ્રહ લઇને બેઠા છે એટલે મને નિરાંત થઇ છે."

"મારા બાપા તો મારું મન જાણ્યા વગર કંઇ કરેજ નહિ ને, એ તો બધાં તારાંજ કારસ્તાન હશે !"

"હા, કેમ નહિ, તારા બાપાને જ પૂછજે ને ! કે એમાં કારસ્તાન કોનું છે ? તને વહેલી કે મોડી પરણાવવી તો પડશેજને ? અને છાશ ખાટી થાય ત્યારે ઉકરડે યે ઢોળવી પડે ? "

"એટલે મારી કિંમત ખાટી છાશના જેટલી છે એમજ ને ?" બળબળે સાદે દીકરીએ કહ્યું.

" ના, એમ નહિ, અમને કંઈ તારા પર વહાલ નથી? તને લાડ લડાવવામાં કે ભણાવવા ગણાવવામાં અમે કંઈ બાકી રાખી છે? પણ અમારે વ્યવહારમાં યે રહેવું જોઈએ ને?"

શશિને માતા સાથેની વાતચીતનો સખત આઘાત લાગ્યો હતો. એમ એ પોતાની માતાની ગમે તેવી વાતને ગણકારતી નહિ. પણ આજની વાત જુદી હતી. અને પિતાનોજ આગ્રહ છે એ જાણ્યા પછી તો એને બધા માર્ગો જાણે રૂંધાઈ ગયા હોય તેમજ મૂંઝાઈ જવા જેવું લાગ્યું. છતાં એણે પિતાને પણ કંઈક કહેવડાવી જોવાનો પ્રયત્ન કરી જોયો. પણ તેમણે તો એ વિષે કશી વાતજ કાને ધરવાનો ઇન્કાર કર્યો, એટલે એનું ચિત્ત પણ ઉશ્કેરાઈ ગયું. એને સ્ત્રીજાતિની પરાધીનતા સાલવા લાગી. મિત્રો, સખીઓ બધાજ મશ્કરી કરતાં હોય તેમ લાગ્યું, પોતાનું ભણતર અને અત્યાર સુધીનું બધું કામ અત્યંત તુચ્છ લાગવા માંડ્યું, અને તેથી આ સ્થિતિમાં શું,-નું શું કરી નાંખું એમ તેને લાગવા માંડ્યું હતું. અને આવી ઉશ્કેરાયેલી સ્થિતિમાં તે ઘેરથી બહાર નીકળી પડી. તે ક્યાં જવા માગતી હતી એનું એને કશું ભાન નહતું. માત્ર ઘરના ગૂંગળાવનારા વાતાવરણમાંથી બહાર નીકળવાની જ ઇચ્છાથી તે બહાર જવા નીકળી હતી. ઉશ્કેરાયલી ને બાવરી, દુઃખથી અને ચિંતાથી કરમાયેલી.

## પ્રકરણ ચોથું

### અકસ્માત

રસ્તામાં આમ તે ચાલી જતી હતી ત્યાં તેને એક અકસ્માત નડ્યો. સાચેજ એ અકસ્માત હતો. એ ઘટના હતી તો ઘણી તુચ્છ પણ એને અકસ્માતનું નામ યોગ્ય રીતે બંધબેસતું આવતું હતું, કારણ શશિ અને વિનોદ બંને તેના અજાણપણે જ ભોગ બન્યા હતાં.

વિનોદ અને કૃષ્ણકાંત બંને મિત્રો આજે જ્યારે ભેગા થયા

ત્યારે કૃષ્ણકાન્તે વિનોદને શશિના લગ્ન થવાનાં છે અને તે પણ એક મોટી વયના સદ્‌ગૃહસ્થ સાથે એવી વાત કરી. વિનોદ એ જાણતો હતો કે શશિ તેને ધિક્કારે છે, તેની રીતભાત તેને પસંદ નથી. તેણે એક બે વખત શશિ સાથે વાતચીત કરવાનો પ્રયત્ન કરેલો ત્યારે પણ શશિએ તેનો ઉધડોજ લીધો હતો. છતાં કોણ જાણે કેમ તેને શશિ પ્રત્યે આકર્ષણ હતું. તેના મનમાં તેના વિષે શ્રદ્ધા હતી અને તેથી કૃષ્ણકાંતે કહેલી તેના જબરજસ્તીથી કરવામાં આવનાર લગ્નની વાત સાંભળી તેને ઘણું દુઃખ થયું. તેને વિચાર આવ્યોઃ 'આવે વખતે તે કાંઇ શશિની મદદ ન કરી શકે? મદદ કરે તો તે કેવી રીતે કરે? શશિ આ બાબતમાં મારી સાથે કંઇ વાત કરશે ખરી? અને વાત કરવા જતાં તે કંઈ અપમાન તો નહિ કરી બેસે? અત્યાર સુધી તો એણે મારા તરફ કદી નજર પણ નાંખી નથી. પણ અત્યાર સુધીની વાત જુદી હતી. અને છતાં અત્યાર સુધીની મારી કારકીર્દી જોતાં તે મારો વિશ્વાસ ન કરે તો તે બનવા જોગ છે. તો મારે મારો તેને મદદ કરવાનો શુદ્ધ ઇરાદો છે એની એને ખાત્રી શી રીતે કરી આપવી? આવા ને આવા વિચારોમાં તલ્લીન થઇને તે પોતાની ધુનમાં ને ધુનમાં ચાલ્યો જતો હતો, ત્યાં એજ રસ્તા પર સામેથી શશિ આવી. પણ બંનેએ પોતપોતાની ધુનમાં એક બીજાને જોયાં નહિ અને રસ્તા પર સામસામાં અથડાઇ પડયાં. ધીમેથી નહિ પણ જોરથી અથડાયાં. શશિની પાછળ એક ઘોડાગાડી ચાલી આવતી હતી. તે ગાડીવાળો આ જોઇને ઘોડાને રોકવા પ્રયત્ન કરવા લાગ્યો. તેણે ઘોડો રોક્યો ખરો પણ ઘોડાનું મોઢું એ બંને જણ જ્યાં હતાં ત્યાંસુધી આવી પહોંચ્યું ત્યારેજ રોકાયો. પણ તેથી ગંભીર અકસ્માત થતો અટકી ગયો. વિનોદ શશિને મિનીટેક પછી રસ્તાની એક બાજુએ લઇ ગયો. પણ શશિ જેને હવે આખી ઘટનાનો પૂરેપૂરો ખ્યાલ આવી ગયો હતો ક્રોધથી ધ્રુજી રહી હતી. તેનું મોઢું શરમ અને ક્રોધને લીધે લાલચોળ થઇ ગયું હતું અને એ આવેશ પર કાબૂ

મેળવવાના નિષ્ફળ પ્રયાસને કારણે તેની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં હતાં. તેણે કહ્યું:

"તમને છોકરાઓને આમ છોકરીઓ સાથે રસ્તામાં અથડાતાં ચાલવામાં શરમ નથી આવતી? કંઇ નશો કરીને ચાલો છો? ખાનદાની બધી નેવે મૂકી છે? આ કેવું લોફરપણું?"

વિનોદ તો શશિને જોઇને અને તેની સાથે આ રીતે અથડાવાથી આમેય જરા છોભીલો પડચો જ હતો ત્યાં તેણે આવી વાણી સાંભળી એટલે એની શરમનો તો પાર ન રહ્યો. બીજી કોઇ છોકરી હોત તો તેને આટલી શરમ ન લાગત. તેને તે ગમે તે જવાબ આપી શકત. પણ શશિને શું જવાબ આપવો તે તેને સમજાતું નહતું. વળી શશિ સાથે જે વાત કરવાનો આથી તેને મોકો મળ્યો હતો તે પણ તે જતો કરવા ઇચ્છતો નહતો. પણ સૌથી પહેલાં તો શશિના મનમાં તે જાણી જોઇને તેની સાથે અથડાયો હતો એવો જે વહેમ હતો તે દૂર કરવાની જરૂર હતી અને એ જાણતો હતો કે એ કામ સહેલું ન હતું. એથી તેણે કહ્યું; "માફ કરજો, હું મારા વિચારમાં ને વિચારમાં ચાલ્યો આવતો હતો ત્યાં તમે સામેથી અથડાયાં. મેં તમને જોયાં નહિ અને મને લાગે છે કે તમે પણ મને જોયો નહિ."

"હા, મેં તમને જોયા નહિ એટલે જ તો તમે મારી ગફલતનો આ રીતે લાભ લીધો, હું તમને કયાં નથી ઓળખતી? પણ આ રીત સારી નથી. તમે બધાંને એક સરખે માપે જોખો છો એમાં કોઇ દિવસે તમારે ભારે સોસવું પડશે.'

"તમે માનો છો એવું કંઈ જ નથી એની હું તમને શી રીતે ખાત્રી કરાવું? અત્યારસુધી હું તમારી રૂખ જોઇ તમારાથી દૂર રહ્યો છું તે આજે જ્યારે હું જાણું છું કે તમે ભારે મુશીબતમાં છો ત્યારે તમારી સાથે કંઇ ચેડાં કાઢવા આવીશ એમ તમે માનો છો?"

"તમે શું ન કરો? એ વિષે હું તો કંઇ ખાત્રીથી કહી શકું

એમ નથી, પણ તમે મારી મુશીબતની વાત કરી, એ વિષે તમે શું જાણો છો ?"

"તમે થોડો વિચાર કરો. એમ ઉતાવળે અભિપ્રાય ન બાંધો. તમારી મુશીબત વિષે તો મેં અત્યારે જ સાંભળ્યું કે તમને તમારા પિતા જબરજસ્તીથી એક વૃદ્ધ મૂરતિયા સાથે પરણાવી દેવાનાં છે."

એ સાંભળી શશિ મોટેથી હસી પડી અને તેણે કહ્યું: "એટલે એ તકનો લાભ લઈ તમે મને ફોસલાવવા આવ્યા છો ? અને વાત કરવા માટે તરકીબ પણ સારી શોધી કાઢી !"

આ સાંભળી વિનોદને અતિશય શરમ લાગી, તેને કંઇક ક્રોધ પણ આવ્યો. તેણે દઢ સ્વરે કહ્યું; "ના, મેં કંઇ તરકીબ શોધી નથી, આ તો અકસ્માત આપણે અથડાઇ પડ્યા છીએ. તમારે એ માનવું હોય તો માનો, ન માનવું હોય તો ન માનતા. પણ તમને હું એ જરૂર કહેવા આવવાનો હતો કે તમારી મુશીબતમાં મારી મદદની તમારે કંઇ જરૂર હોય તો જરૂર કહેશો. હું મારાથી બનતી બધી મદદ આપી છૂટીશ. તમને ફોસલાવવાનો તો હું વિચાર પણ કરી શકું એમ નથી. કારણ અત્યાર સુધી મેં તમને શ્રદ્ધાભરી દૃષ્ટિથી જ જોયાં છે."

"અને હવે તમે મને શ્રદ્ધાની દૃષ્ટિથી નહિ જુઓ એમ જ ને ! હવે તમારી દૃષ્ટિ બદલાઇ ગઇ ?"

"ના. એમ નહિ. પણ જેની મને કલ્પના પણ નહિ તેવો આક્ષેપ તમે મારા પર મૂકો ત્યારે મને જરૂર દુઃખ થાય અને મને એમ લાગે પણ ખરૂં કે સ્ત્રીઓ બધીજ અવિચારી હોય છે."

"અને તમે અત્યાર સુધીની તમારી કારકીર્દી નહિ જુઓ. તમારી એ કારકીર્દી જોઈ કોઇ સ્ત્રી તમારો વિશ્વાસ ન કરે ત્યારે તમે તેને અવિચારી ગણશો એમજ ને ?"

આ સાંભળી વિનોદને ઘણી જ ચીડ ચડી. તેણે કહ્યું; "તમે મારી કારકીર્દીની વાત કરો છો. પણ તમારી સાથેના મારા અત્યાર

સુધીના વ્યવહારમાં તમે એવું તે શું જોયું કે તમને મારો અવિશ્વાસ કરવાનું કારણ મળે. બીજાઓ સાથે હું ભલે ગમે તેવો હઈશ. પણ તમારી સાથે ગમે ત્યાં મળ્યા હઈશું તોયે મેં કદી અછાજતું વર્તન કર્યું નથી, એ તમે કેમ ભૂલી જાઓ છો ? તમે મારો વિશ્વાસ કરો કે ન કરો એ તો તમારા દિલની વાત છે. પણ તમારા પ્રત્યેનું મારૂં વર્તન પણ મારી કારકીર્દીનો એક અંશ છે, એટલું જો તમે યાદ રાખશો તો વારેવારે મારી કારકીર્દીની વાત તમે નહિ કરો."

" અને મારા પ્રત્યેના તમારા વર્તન પર તમે આમ મારી સાથે રસ્તામાં અથડાઇને કળશ ચડાવ્યો છે ખરૂં ને ? "

વિનોદથી હવે આ સહન થઇ શકે એમ ન હતું. પણ તે બીજું કરી શું શકે ? તેણે કહ્યું: " ભલે, તમારે જેમ માનવું હોય તેમ માનજો. અથડાવા માટે હું ફરીવાર તમારી માફી માગી લઉં છું. લોકોને હવે તમાશો દેખાડવા હું અહીં વધારે વાર ઉભો રહેવા નથી ઇચ્છતો. જુઓ બધા આપણા તરફ જ જોઇ રહ્યા છે. માફ કરજો. આમ કહી વિનોદ જવા લાગ્યો એટલે શશિએ તેને રોકયો અને કહ્યું: થોડીવાર સુધી તમે મારી સાથે ચાલો, એથી લોકોની કુતુહળ-વૃત્તિ પણ શાંત થશે અને આપણે થોડી વધારે વાત કરી શકીશું."

વિનોદ ઈન્કાર કરી ન શકયો. બંને થોડાં ડગ મૂગાં મૂગાં ચાલ્યાં. પછી શશિએ જ પ્રશ્ન કર્યો.

" તમે મારી મુશીબતમાં મને શી રીતે મદદ કરવાના હતા ?"

" તે તો શી રીતે કહી શકું ! તમને મારી કંઈ મદદ જોઈએ તો તે આપવા હું તૈયાર છું એટલું જ મારૂં તો કહેવું હતું. "

" ત્યારે મદદ કરવા તો તમે તૈયાર છો. પણ તમે શી મદદ કરી શકો એમ છો એ વિષે કંઇ વિચાર કર્યો લાગતો નથી ! "

" એક તો એવો વિચાર કરવાનો મને વખતજ મળ્યો નથી. અને બીજું જેની મુશીબત છે તેને કેવા પ્રકારની મદદ જોઇએ છે તે જાણ્યા વગર હું શી રીતે કંઇ વિચાર કરી શકું ! "

" માનો કે મારે એ લગ્ન નથી કરવું અને મારાં માતાપિતા હઠે ચડ્યા છે. એવી સ્થિતિમાં મારે શું કરવું ? "

" વસ્તુસ્થિતિ એજ છે ને ? તમે જો મને તમારા વિશ્વાસમાં લેવા તૈયાર હો તો આપણે એનો કંઇ તોડ કાઢવાનો પ્રયત્ન કરીએ."

" તમે કંઈ તોડ સૂચવશો ખરા ? "

" ખરી રીતે તો એનો એકજ તોડ હોઇ શકે અને તે એ કે તમારે તમારા માતાપિતાનો ત્યાગ કરવો અને ઘર છોડી દેવું."

" પણ ઘર છોડીને જવું ક્યાં ? આપણા સમાજમાં ગમે તેવી યોગ્ય સ્ત્રી હોય છતાં તેની સામે સદાયે આ વિકટ કોયડો રહેવાનો જ છે. "

" સ્ત્રીને માટે એ કોયડો વિકટ તો છેજ. પણ જેને તમે તમારા વિશ્વાસમાં લો તેણે એનો તોડ કાઢવાનો રહ્યો. "

" પણ એમાં એનોયે કંઇ સ્વાર્થ રહ્યો હોય ને ? મારે અંધારામાં ભૂસકો નથી મારવો. મારે બધું જાણી સમજીને પછી જ કંઇ પગલું ભરવું છે. "

વિનોદ એનો તરત જવાબ ન આપી શક્યો. થોડીવાર સુધી મુંઝાયેલો હોય તેવો દેખાયો પછી તેણે કશો નિશ્ચય કર્યો હોય તેવા દઢ સ્વરે કહ્યું:

" જેના પ્રત્યે તેને શ્રદ્ધા અને પ્રેમ છે તેને ઉપયોગી થઇ શકવા સિવાયનો બીજો કશો તેનો સ્વાર્થ નથી. "

" આ સાચુંજ છે ? એમાં કોઇને સારૂં લગાડવાની વાત નથી ને ? "

" સાચી જ વાત છે. પણ તમે મારા પ્રત્યે આમ ડગલે ને પગલે શંકાની દૃષ્ટિથી જોશો તો કેમ ચાલશે ! "

" શું કરૂં ? મારો જન્મ હિંદુ સમાજમાં સ્ત્રીનો થયો છે, અને એ સમાજમાં ડગલે ને પગલે શંકાની દૃષ્ટિ રાખવા તે ટેવાએલી હોય છે. એને રાત દિવસ ' કાયાનો લો ' બતાવવામાં આવે છે. સગા ભાઇથી

કે બાપથી પણ એને ભીતિ રાખવાની હોય છે એમ સમજાવવામાં આવે છે. પોતાની કાયાનું રક્ષણ કરવાની શક્તિ સ્ત્રીમાં હોય જ છે એમ તેને કહેવામાં આવતું નથી. એટલે તે નિર્ભય રીતે ક્યાંએ જઇ આવી શકતી નથી."

"પણ તમે તો જુદા સંસ્કારમાં ઉછર્યાં છો."

"એ ખોટી વાત. મને પણ નાનપણથી બધી છોકરીઓને મળે છે તે સંસ્કાર મળ્યા છે. બુદ્ધિના વિકાસથી કંઇ એ સંસ્કારોના મૂળ ઉખડી નથી જતાં. દબાઇ ગયેલાં જ હોય છે. પ્રસંગ આવે જેમ માણસમાં પશુવૃત્તિના મૂળ આવેગો ઉછળી આવે છે તેમ તેની સાથેના ભય તથા રાગદ્વેષના ભાવો પણ વેગ પકડે છે."

"મારી તો તમને એટલી જ વિનંતિ છે કે તમે મારો વિશ્વાસ કરો."

"હું તમારા પર જરૂર વિશ્વાસ રાખીશ. પણ તેથી શું? સંસાર તો મારા પર કે તમારા પર કોઇના પર વિશ્વાસ રાખવાનો નથી. જે દિવસે હું ઘર છોડીશ અને તે તમારી મદદથી છોડીશ અને સંસાર એ જાણશે ત્યારે જનસમાજ તો આપણને દૂષિત ઠરાવવાનો જ છે."

"પણ આપણે એવા જનસમાજની પરવા શું કામ કરવી જોઇએ?"

"સંસારની આપણે પરવા ન કરવી જાઇએ, એવું મોટું વિધિવાક્ય તો બોલવાની મારામાં શક્તિ નથી. છેવટે સ્ત્રીનો તો સંસાર વગર નિસ્તાર નથી. પણ મારાં પોતાનાં આત્મીયજનો જ મને એમાં જકડી મારી નાખવા માગે છે તે તો હું કદી થવા દેનાર નથી. પછી ભલે મારે ગમે તે સહન કરવું પડે!"

## પ્રકરણ પાંચમું
### નિર્ણય

ઉપરના પ્રકરણમાં વર્ણવેલા અકસ્માત પછી બીજે દીવસે જ્યારે શશિ અને વિનોદ મળ્યાં ત્યારે શશિએ વિનોદની મદદ લેવાનો નિર્ણય

કર્યો હતો. તે એ જાણતી હતી કે વિનોદની મદદ લેવામાં તે અત્યાર-સુધીની તેની નિષ્કલંક કારકીર્દી પર સંસારની દૃષ્ટિએ પાણી ફેરવતી હતી. અને દુનિયાની દૃષ્ટિમાં બદનામ થવાની જ માત્ર એને ભીતિ હતી એમ ન હતું. એ પણ તે જાણતી હતી કે તે અંધારામાં જ ભૂસકો મારી રહી છે. વિનોદ સાથે ઘર છોડીને ચાલ્યા જવામાં પણ તે મોટું જોખમ ખેડી રહી છે તેનું એને સંપૂર્ણ ભાન હતું. પિતા જે મૂરતિયા સાથે એને પરણાવવા માગતા હતા અને જેના અજાણ્યા સંસારમાં કે જેને વિષે તેણે કશું સારું હજી સુધી સાંભળ્યું નહતું તેમાં, ધકેલી દેવા માગતા હતા તેના કરતાં તો પોતે જ પોતાનો માર્ગ શોધી લે અને તેનાં બધાં જોખમો ઉઠાવે તેમાં વધારે ડહાપણ તેને લાગ્યું. અને વિનોદને વિષે ગમે તેમ કહેવાતું હોય પણ અત્યાર સુધીનું તેની સાથેનું એનું વર્તન તો એક ગૃહસ્થને છાજે તેવું જ રહ્યું છે, અને તે કહે છે તેમ જો તેને તેનામાં શ્રદ્ધા હોય તો તે કદી તેનું અહિત નહિ થવા દે. પણ વિનોદના પોતાના જીવનનું શું ! એથી એને કંઇ નુકસાન નહિ થાય ? એનું અત્યાર-સુધીનું જીવન જે જાતની રહેણી કરણી, સગા સંબંધી અને મિત્રોથી ટેવાયેલું છે તેનાથી દૂર ફગોવાઈ જવાથી તે કેટલા દિવસ તે સહન કરી શકશે ? સુખમાં ઉછરેલા એ સુખી કુટુંબના એકના એક દીકરાને દુઃખ પડતા તેની કેવી સ્થિતિ થશે ?

"પણ એ વિષે મારે શું કામ બહુ વિચારવું જોઇએ. તે પુરુષ છે અને પુરુષો ગમે તેવા વિપત્તિના સમયમાં પણ પોતાનો માર્ગ કાઢી શકે છે. પણ એ ખમીર વિનોદમાં છે ખરૂં ? એ ખમીર એનામાં હોવું તો જોઇએ, નહિ તો તે જે સ્ત્રી પ્રત્યે એને શ્રદ્ધા છે તેને મદદ કરવાની વાત આટલી આત્મશ્રદ્ધાપૂર્વક કરી શકત નહિ. અને છેક અવિચારી તો તે નથી જ. જીવનમાં કોઇ દિવસ એણે યમ-નિયમને સ્થાન આપ્યું નથી. જીવનમાં કંઇ ધારણા હોવી જોઇએ, કંઇક ધ્યેય હોવું જોઇએ એટલો એણે કદી વિચાર કર્યો નથી.

એટલે એનું પુરુષનું ખમીર કદી પ્રગટ થયું નથી. એ ખમીર હીનાવસ્થામાં પડી રહ્યું છે. એ સમય આવે શું જાગ્રત ન થઇ શકે ?"

શશિએ કેટલોક કાળ સુધી આ રીતે મનોમંથન અનુભવ્યું. તેને પોતાના આવા વિચારો બધા ખરા છે એ વિષે ખાત્રી ન હતી. તેને કેટલીક વખત એમ પણ થતું કે આવા વિચારો કરવાનું આજે મને ગમે છે માટે આવા વિચારો આવી રહ્યા છે. અને છતાં તેણે વિનોદની મદદનો લાભ લેવાનો નિશ્ચય કર્યો હતો. માતાપિતા એની મરજી વગર, એટલું જ નહિ એની મરજી પૂછ્યા વિના, તેને તે જાણે નિર્જીવ વસ્તુ હોય તેમ કોઇને સોંપી દે તેની સામે એના મને દૃઢ બળવો કર્યો હતો. એ વસ્તુસ્થિતિ ગમે તે ભોગે પણ તે ચલાવી લેવા તૈયાર ન હતી, અને એના પિતા આ બાબતમાં એને જરાયે મચક આપવા તૈયાર ન હતા. મધ્યમવર્ગના નબળા માનસના છતાં કહેવાતા ઉદાર વિચારના એના પિતા આજે એનું કશું સાંભળવા તૈયાર ન હતા. અત્યાર સુધી શશિની ઇચ્છાને માન આપી જેણે તેનાં લગ્ન કરવાનો વિચાર કેટલા કર્યો હતો તે આજે આવી જીદ લઇ બેઠા હતા તેનું એને રહી રહીને આશ્ચર્ય થતું હતું. અનુભવહીન શશિને એવો ખ્યાલ નહતો કે જીવનના આરંભથી નોકરી કરવા ટેવાયેલા, પારકી આંખે જ બધું જોનારા, અમુક બાંધેલી જ આવક ઉપર આધાર રાખનારા માણસો ગમે તેવી ઉદારતાનો દંભ કરે તો પણ ખરો વખત આવે છે ત્યારે, હમેશા આવું જ વલણ ધારણ કરે છે. એના પિતાની નોકરી પર આફત ન આવી પડી હોત તો તે કદી પોતાની દીકરીને દુઃખી કરવાનો વિચાર ન કરત. અને તેથી તેમના આવા વર્તનથી કંઇ આશ્ચર્ય કરવાનું કારણ નહતું.

હિંદુસ્તાનનું દુર્ભાગ્ય એ છે કે એનો મધ્યમવર્ગ આખો આવા દુર્બળ માણસોથી જ ઉભરાઇ રહ્યો છે. કોઇ પણ દેશમાં તેનો શ્રીમંત વર્ગ દેશનું લોહી ચૂસી, શરીરમાં જેમ નાસૂર શરીરના લોહીનો નાશ કરી તેને બહાર પરના રૂપમાં વહેવડાવી

દે છે તેમ, તેનો નાશ કરે છે. ગરીબ અને મજૂર વર્ગ જરૂરી પોષણના અભાવે ભૂખે મરતો હોય છે, ત્યારે મધ્યમ વર્ગ જેણે તંદુરસ્ત શિરાઓની માફક શરીરના જુદા જુદા અવયવોને લોહી પહોંચાડવાનું કામ કરવું જોઇએ તે તેમ ન કરી શકે તો વિનાશ સિવાય બીજું શું પરિણામ આવે ? હિંદુસ્તાનને કમનસીબે એ વર્ગ તંદુરસ્ત શિરાનું કામ નથી કરતો પણ રોગી શરીરની રોગી શિરાઓનું કામ કરી રહ્યો હોય છે. એની દષ્ટિ સરકાર કે શ્રીમંતો તરફ જ લાગેલી રહે છે. યા તો તે શ્રીમંત કે સત્તાધારી થવા પ્રયત્ન કરે છે અથવા તેની ખુશામત કરે છે. આ સ્થિતિ જ્યાં સુધી ન પલટાય ત્યાંસુધી દેશના, સમાજના ઉદ્ધારની આશા રાખવી વ્યર્થ છે. શશિનો પિતા આવા સમાજનું એક નબળું પ્રાણી હતો. તે વાતો ગમે તેવી કરે પણ એ પોતાના વર્ગથી વખત આવે ઊંચો ઉડી શકે નહિ એ નિર્વિવાદ વાત હતી. એટલે શશિ પોતાના માતાપિતાને જે દોષ દેતી હતી તેનો કંઇજ અર્થ નહતો. પણ શશિ તે સમજે એમ નહોતું. તેને તો પોતાના માતાપિતાનો અન્યાય અંગત રીતે સાલતો હતો અને તેમાંથી તે બચવા ઇચ્છતી હતી. તેને એ ખ્યાલ ન હતો કે એ પોતાના માતાપિતાનો ત્યાગ કરી જઇ શકશે, પણ જ્યાં જશે ત્યાં એને એનો એ સમાજ જ મળવાનો છે, બીજો નહિ.

વિનોદને તો આવો બધો વિચાર કરવાની ટેવ જ નહોતી. તેને તો વિચાર આવ્યો કે શશિને આવા વખતમાં તેણે મદદ કરવી જોઇએ અને તે તેમ કરવા તૈયાર થઈ ગયો. એમાં એણે એમ માન્યું હતું કે થોડા પૈસાની જરૂર પડશે. અને પોતે તો સ્વચ્છંદ રીતે રહેવા ટેવાયેલો હતો જ અને પૈસાની એને એટલી બધી દરકાર નહોતી. એથી વધારે વિચારવાની એને કંઇ અગત્ય જણાઇ નહિ અને તેથી જ્યારે તે શશિને ફરી મળ્યો ત્યારે તેણે વગર સંકોચે પૂછયું :

"કેમ, કંઇ નિર્ણય કર્યો ખરો ?"

"મારો નિર્ણય હું જણાવું તે પહેલાં હું તમને પૂછું છું, કે મને મદદ કરવા સિવાય બીજો કંઇ તમારો સ્વાર્થ નથી ને એમાં?"

"ના શું હજી તમારા મનમાં શંકા રહે છે?"

"શંકાની વાત નથી. મને તમારો હવે પૂરેપૂરો વિશ્વાસ છે. પણ હું તો મારી આગળ ઉપર શું સ્થિતિ થશે તે સમજવા માંગું છું."

"એટલે, તમે શું કહો છો તે હું સમજ્યો નહિ."

"મને મદદ કરવામાં કેવળ મદદ કરવા પૂરતો જ તમારો સ્વાર્થ છે, એવી સ્થિતિમાં જ્યારે તમે મને મદદ કરવાની સ્થિતિમાં ન હો અથવા મદદ કરવામાં તમારે ભારે વિપત્તિ ઉઠાવવી પડે એમ હોય તો પછી મને તમારી મદદ ન જ મળી શકે ખરું ને? અને એવી મદદ ખરી રીતે મારે લેવી પણ ન જોઇએ."

"શું કામ ન લેવી જોઇએ? હું તમને વચન આપું છું કે ગમે તેવી સ્થિતિમાં હું તમારો સાથ નહિ છોડું, પછી કંઇ છે?" વિનોદે જરા ઉશ્કેરાયેલા અવાજે કહ્યું.

"પણ હું તમને એવી વિપત્તિમાં કયાં નાંખું?"

"હું એને વિપત્તિ કયાં માનું છું. મને તો એમાંજ આનંદ આવશે."

"આજે તમે આમ બોલો છો તે પૂરતો વિચાર કર્યા વગર બોલો છો. પાછળથી પસ્તાવો થશે ત્યારે તો હું તમારા તિરસ્કારનું મોટામાં મોટું પાત્ર થઈ પડીશ. મારે એ દિવસ નથી જોવો."

"તમે ઘણા નિર્દય છો. નહિ તો મને તમે આ રીતે સતાવત નહિ. આજે તો તમે મારી શ્રદ્ધાના જ પાત્ર છો. પણ તમે મને તુચ્છ ગણો છો. હું તમે માનો છો તેટલો ક્ષુદ્ર નથી. હું તમને સુખી જોવા ઇચ્છું છું. તમારી ઇચ્છા તે મારી ઇચ્છા છે. ગમે તેવી વિપત્તિ આવી પડે તોયે તમારી પડખે સદા ઉભો રહીશ, એવું વચન આપું છું, છતાં તમે હજુ મને શંકાની દષ્ટિથી જ જુઓ છો. હશે. એ મારૂં દુર્ભાગ્ય છે. હવે હું કંઇ વધારે કહેવા ઇચ્છતો નથી. વધારે બોલવાની મને ટેવ પણ નથી."

"વિનોદ, માઠું લગાડશો નહિ, હું તમારી જ મદદ સ્વીકારીશ. આ તો મેં તમને ચેતવ્યા. પણ જો તમે મારી સાથે સુખદુઃખમાં ઉભા રહેવા તૈયાર હો તો હું પણ તૈયાર છું. આજે જ હું ઘર છોડી દેવા રાજી છું. હવે પછીની બધી ગોઠવણ તમારે જ કરવાની રહી."

અને તેજ દિવસે બંનેએ અમદાવાદ છોડ્યું.

## પ્રકરણ છઠ્ઠું

### ચંદ્રકાન્ત શું કરે છે ?

ચંદ્રકાંત સમાજમાં ઘણું હરતો ફરતો હતો. એના પોતાના ઘણા મિત્રો હતા અને એની હાવકાઇને લીધે બીજા મંડળોમાં પણ તે જતો આવતો ત્યારે ત્યાં માન પામતો હતો. તેને પોતાના કામને અંગે ઘણેખરે ઠેકાણે જવું પણ પડતું હતું. જ્યાં જતો ત્યાં અનેક પ્રકારની વાતો નીકળતી, વાર્તા વિનોદ થતો, દેશ, ધર્મ અને ફાસીવાદ, સમાજવાદ, સામ્યવાદ આદિ અનેક વાદોની ચર્ચા પણ થતી. પણ આજે એ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં શશિ વિનોદની જ વાતો એને સાંભળવા મળી. તેથી એ લગભગ કંટાળી ગયો હતો. છતાં જ્યાં જાય ત્યાં એ જ વાતો થતી હોવાથી તે સાંભળ્યા વગર એનો છૂટકો ન હતો. એને લાગ્યું કે સમાજ નિર્દય રીતે એ બંનેની પાછળ પડયો છે. કારણ સમાજ એ બંનેમાં કોઇ પણ પ્રકારની શુભનિષ્ઠા હોઇ શકે એમ માનવા તૈયાર ન હતો. પણ એમાં સમાજનો શો દોષ? એની પોતાની એક દૃષ્ટિ નિશ્ચિત હોય છે તે દૃષ્ટિથી જ તે બધું જોઈ શકે. નવી દૃષ્ટિ એ લાવે ક્યાંથી ? અને આવે પ્રસંગે સમાજની સ્મૃતિ ઘણી તાજી થાય છે. આવા ઘણા ભાગેડુ લગ્નો થયાના દાખલા એની પાસે મૌજુદ હતા અને તેનું વિશ્લેષણ કરતાં ઘણા ખરાં લગ્નોમાં તેને સ્વચ્છંદ અને હલકી મનોવૃત્તિ જ જોવા મળી હોય ત્યારે તો એવી જ બાબતો આવી નવી ઘટના પાછળ પણ તે જોવા પ્રેરાય તો તેમાં આશ્ચર્ય શું ?

એક ભાઇએ ચંદ્રકાંતને કહ્યું. "દેશસેવાને નામે આ ઠીક પંથ હાલી નીકળ્યો છે. શશિએ બહુ દેશસેવા કરી. હવે તે પોતાની સેવા માટે વિનોદને લઇને ચાલી ગઇ. આથી જ તો દેશસેવકોનો કોઇને વિશ્વાસ બેસતો નથી."

ચંદ્રકાંતે કહ્યું: "એમ બધા જ દેશસેવકો પર આક્ષેપ મૂકવો એ સારૂં ન કહેવાય. અને શશિના જવા પાછળ પણ કોણ જાણે શુંયે રહસ્ય હશે. જે બાબત આપણે પૂરી જાણતા નથી તે બાબતમાં ટીકા કરવાથી કોઇને પણ ભારે અન્યાય થવાનો સંભવ છે."

પેલા ભાઇ કહે: "પણ એમાં શું અન્યાય થવાનો હતો! વાત કંઇ હવે છુપી નથી રહી. શશિ વિનોદને લઇ નથી ચાલી ગઇ? હવે બીજું શું નવું જાણવાનું રહે છે? અને આ કંઇ પહેલો જ દાખલો થોડો છે? આવા તો કેટલાયે દાખલાઓ અમે જોયા છે અને તે વિષે બધું જ જાણ્યું છે. હવે કંઈ નવું જાણવાનું બાકી નથી રહેતું."

"આપ તો ત્યારે સર્વજ્ઞ હશો?" ચંદ્રકાંતે ચીડાઇને કહ્યું.

"આમાં સર્વજ્ઞતાની શી વાત છે? કોઇપણ માણસ જોઇ શકે અને સમજી શકે એવી એ વાત છે. અને આજકાલના ભણેલા ગણેલાઓ નીતિની બાબતમાં મોટે ભાગે ઉદાસીન હોય છે તે આપણે ક્યાં નથી જાણતા?"

"પણ શશિ નીતિની બાબતમાં ઉદાસીન ન્હોતી એ હું જાણું છું. નીતિની બાબતમાં તેને મેં ચીવટ રાખતાં જોઈ છે."

"તો તો તે દંભી છોકરી હોવી જોઈએ.

"અમારા ...ભાઇ તો કહે છે કે નીતિની બાબતમાં તો જેઓ તેનો વધારે વધારે આગ્રહ રાખે છે તેઓ વખત આવે ત્યારે સૌથી પહેલાં ભ્રષ્ટ થાય છે અને તેમનો બધો દંભ ઉઘાડો પડી જાય છે. ...ભાઇ ને તમે ઓળખો છો? ભારે વિદ્વાન છે અને તેમણે સામ્યવાદનો તો બહુ જ સારો અભ્યાસ કરેલો છે."

"તેમનો અભ્યાસ તેમને જ મુબારક રહે. સામ્યવાદીઓની નીતિની ભાવના પણ આપણે ક્યાં નથી જાણતા."

"હા, હા. હું યે ક્યાં એ બધું નથી સમજતો. એઓ તો ઉઘાડે છોગે નીતિની મશ્કરી કરે છે. ગમે તે જાતનો ગમે તે જાતની છોકરી પરણી જાય છે અને એકની સાથે નથી ફાવતું તો તેનાથી છૂટાછેડા કરી બીજા કે બીજી સાથે જોડાય છે.!"

"પણ આ બધું કહી તમે કહેવા શું માગો છો.! સમાજના નીતિના કહેવાતા રક્ષકો જેઓ છૂપો વ્યભિચાર કરે છે, વ્યસનો સેવે છે અને એ રીતે સમાજના મૂળમાં ઘા કરે છે તેમને તમે શું કહેશો?"

"ચંદ્રકાંત, હજી તુંયે વેદીયો ને વેદીયો જ રહ્યો. સંસાર તો એમજ ચાલ્યા કરે છે. આપણે ક્યાં કોઈનો હાથ ઝાલવા જઈએ છીએ. નથી આમને રોકવા જતા કે નથી તેમને. પણ યાર, એટલું તો કહેવુંજ પડે કે: સમાજમાં જેઓ જૂના વિચારના કહેવાય છે તેઓ છૂપી રીતે દારૂ પીએ કે વ્યભિચાર કરે પણ તેઓ એકંદરે સુખી જણાય છે. જ્યારે આ લેભાગુ લગ્નવાળાઓમાં તમે કોઇને સુખી જોયો ? અને એ ઉઘાડે છોગે રમત રમતાં જણાય છે ખરા પણ એમાંયે કેટલાક મામલાઓમાં તો પડેલાં છૂપો વ્યભિચાર અને બધુંજ આવી જાય છે. માટે મને વધુ બોલાવીશ નહિ."

ચંદ્રકાંતને પણ લાગ્યું કે એ ભાઈને વધુ બોલાવવામાં ડહાપણ ન હતું. એ વિકૃત મનોવૃત્તિવાળા સજ્જનને ક્યાંયે કશું સારૂં દેખાય એમ ન હતું. બધે જ એ ગંદગી જોઈ રહ્યા હતા અને ગંદગી ઉછાળવામાં એ આનંદ અનુભવતા હતા. ચંદ્રકાંતને એમાં આનંદને બદલે ગ્લાનિ થતી હતી અને તેથી તેણે એમની સાથે વાત કરવાનું માંડી વાળ્યું. પણ એ ભાઇ સાથે તે વાત કરે કે ન કરે પણ સમાજના દરેકે દરેક વર્ગના લોકોમાં જે ચર્ચાઓ થઈ રહી હતી અને તેમાં શશિ અને વિનોદ વિષે જે ટીકાઓ તેના સાંભળવામાં આવતી હતી તેથી તેને ઘણું દુઃખ થતું હતું.

ઉદાર વિચારના કહેવાતા યુવાનો જેમની આવી બાબતોમાં સંપૂર્ણ સહાનુભૂતિ હતી અને જેઓ આવી બાબતોને યોગ્ય ગણી તેને ટેકો આપવા ઈચ્છતા હતા તેઓ પણ જાતીય ભાવનાથી ઉપર ઉઠવાને તૈયાર ન હતા. સ્ત્રી પુરુષ પરસ્પર ભોગ્ય ભોક્તા છે એ ખ્યાલ એમનામાં પણ પ્રબળ હતો. ચંદ્રકાન્ત તેથી બહુ જ અકળાઈ ગયો હતો. તેણે છેવટે વડોદરા જઈ શશિને મળી વસ્તુસ્થિતિનો સ્ફોટ કરવાનો નિર્ણય કર્યો, અને તેને સારૂ તૈયારી કરવા માંડી. પણ તેના અત્યારના સંજોગો જ એવા હતા કે તેનાથી બે દિવસ સુધી અમદાવાદ છોડાય એમ ન હતું. એટલે બે દિવસ પછી તે વડોદરા જવા નીકળવાનો હતો. તેને એ તો ખાત્રી હતી જ કે વડોદરા પહોંચ્યા પછી શશિને ખોળી કાઢવામાં બહુ મુશ્કેલી નહિ નડે અને તેથી તેને એ વિષે બહુ વિચાર કરવાની જરૂર જણાઈ નહિ. પણ વડોદરાનું શશિનું સરનામું તેને તે ઘેર પહોંચ્યો એટલે મળી ગયું. શશિએ જ તે તેને એક નાના કાગળ સાથે મોકલી આપ્યું હતું, તે કાગળ આ રહ્યો:

શ્રી. **ચંદ્રકાંતભાઈ,**

આ કાગળ હું તમને વડોદરાથી લખું છું. આ કાગળ તમને મળશે તે પહેલાં તમે મારે વિષે અનેક ખરા ખોટા સમાચાર સાંભળ્યા હશે અને તેથી તમને આઘાત પણ લાગ્યો હશે. તમને એ વિષે ઘણું આશ્ચર્ય થયું હશે કે હું વિનોદ સાથે કેમ ચાલી ગઈ. આવા ઘરથી નાસીને કરવામાં આવતા લગ્નની હું સખતમાં સખત ટીકા કરતી હતી. પણ મારે જ માથે એવો પ્રસંગ આવી પડશે, એનો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. મારા આ પગલાંથી હું મિત્રોના મનથી ઉતરી ગઈ હઈશ એ વિષે મને કશી શંકા નથી. મને બીજાઓની તો એટલી બધી પરવા નથી. પણ તમે મારે માટે કશો ખોટો ખ્યાલ બાંધો તો તે મને અસહ્ય થઈ પડશે અને તેથી જ આ કાગળ લખવા બેઠી છું. પણ કાગળમાં હું શું

ખુલાસો કરું ? એટલું જ કહું કે જે પગલું મેં લીધું છે તે મારે માટે અનિવાર્ય થઇ પડયું હતું. મેં કોઇ ક્ષણિક ઊર્મિના આવેશમાં આવી આ પગલું નથી ભર્યું, તેમ જ એમાં વિનોદનો પણ કંઇ દોષ નથી. વિનોદ તો ઉદાર દિલે મારી મદદમાં ઊભા રહ્યા છે એની હું તમને ખાત્રી આપું છું. બાકી આ વિષે વધુ ખુલાસો તો આપણે રૂબરૂ મળીશું ત્યારે જ થઈ શકશે. તમારી જ જાણ માટે મેં મારું વડોદરાનું સરનામું મોકલ્યું છે. ફુરસદે આ તરફ આવશો તો અમે બંને ખૂબ રાજી થઈશું.

લી. તમારી મિત્રતાવાંછુ
**શશિના** પ્રણામ

# પ્રકરણ સાતમું

## વડોદરામાં

શશિ અને વિનોદ વડોદરા પહોંચ્યા ત્યારે બંનેના મનમાં જુદી જુદી રીતે મનોમન્થન ચાલી રહ્યું હતું. શશિએ જે પગલું ભર્યું હતું તેને વિષે એને મનમાં ઘણા તર્કવિતર્કો ચાલી રહ્યા હતા. તેને એ પોતે અનિવાર્ય માનતી હતી છતાં તે ડહાપણભર્યું હોવા વિષે હવે તેને શંકા થવા લાગી હતી. અને એનું છેવટે પરિણામ શું આવશે તે વિષે તે સાશંક બની હતી. વિનોદની પ્રકૃતિ અસ્થિર હોવા વિષે તેણે ઘણું સાંભળ્યું હતું એ પણ એક કારણ હતું કે તેના મનમાં એક પ્રકારનો ન સમજાય એવો ભય ઉત્પન્ન થયો હતો, જો કે વિનોદે તો હજુ સુધી શશિની આટલી નિકટતાનો કશો લાભ લેવાનો પ્રયત્ન કર્યો નહતો અને તેથી તેના શ્રદ્ધા અને પ્રેમભર્યા વ્યવહારથી તેનામાં વિશ્વાસની લાગણી પણ સાથે સાથે પોતાનું કામ કરી રહી હતી. શશિને હવે પોતાના વિચાર કરતાં વિનોદના ભવિષ્યની જ વધારે ચિંતા થવા લાગી હતી. પોતે જે પગલું ભર્યું હતું તે ભલે ગમે

તેવું ગેરડહાપણભર્યું હોય છતાં તેમાંથી પાછા ફરવાનો તેને સારૂ કશો ઉપાય રહ્યો નહતો, પણ તે એમ માનતી હતી કે વિનોદને માટે તો તેમ ન હોઇ શકે, અને તેથી જો તેની મરજી હોય તો તેને પોતાની જવાબદારીમાંથી મુક્ત કરવાની પણ તેને ઇચ્છા થતી હતી. વળી તેને પોતાના હવે પછીના એકાકી જીવનની બીતિ લાગતી હતી. આ બધા નાના પ્રકારના તર્કવિતર્કોમાં તે ઘણી ગંભીર થઇ ગયેલી જણાતી હતી.

પણ વિનોદને તેની આ ગંભીરતા સાલતી હતી. તેને વધારે વિચાર કરવાની ટેવ તો ન હતી, પણ આજે તેણે જે નવું સ્વતંત્ર પગલું ભર્યું હતું અને એક જાતની પોતાને માથે જવાબદારી વ્હોરી હતી તેનું ભાન તેને પણ અનેક વિચારો કરાવ્યા વગર રહે તેમ ન હતું. તે શશિને સુખી કરવા ઇચ્છતો હતો પણ તે તેને સુખી કરી શકશે કે કેમ એ વિષે ચિંતાતુર હતો. તેને અત્યાર સુધી જે વિચાર કદી આવ્યો ન હતો તે આજે ધૂમકેતુની માફક તેના હૃદયમાં આવીને ઉભો રહ્યો હતો. અત્યારસુધી એના માતાપિતાનો એ એકનો એક દીકરો હોવાને કારણે એનો બધો સ્વચ્છંદ તેમણે સહન કર્યો હતો અને એને કદી પૈસાનું દુઃખ પડવા દીધું ન હતું. પણ તેનું આ રીતે કોઇ છોકરી સાથે નાસી જવું તેઓ સહન કરશે ખરા ! અને જો તેઓ એ સહન ન કરે તો એને પૈસાની પણ કશી મદદ ન કરે. આવી સ્થિતિમાં એને પૈસા મળતા બંધ થાય તો એ શું કરશે ? અત્યારે જે રકમ એની પાસે હતી તે તો બહુ દિવસ ચાલે તેમ નહતું. અને એ પૂરી થયે જો ઘેરથી એ પૈસા ન મંગાવી શકે તો શું થાય ? અને એ વિચારે તે એક તરફથી મૂંઝાઇ રહ્યો હતો, ત્યારે બીજી તરફથી શશિની ગંભીરતા જોઇને પણ તેને અનેક વિચારો આવતા હતા. શશિ તેને સમજાતી ન હતી. તે હવે શું કરવા માગે છે તે પણ તે સમજી શકતો ન હતો. તે પોતે તો શશિની ઝીણામાં ઝીણી ઇચ્છાને પણ તાબે થવા તૈયાર હતો. પણ શશિ શું તેને સહન કરી શકશે,

તેની રીતભાત ચલાવી લેશે ? ખરચખુટણની જ્યારે આપદા પડશે ત્યારે મારા જેવા નકામા માણસ સાથે ચાલ્યા આવવાને તેને પસ્તાવો થશે. એવે વખતે તે શું કરશે ? આ બધા વિકલ્પો તેના મનમાં આવ્યા અને ચાલ્યા ગયા; તેણે ગમે તે ભોગે પણ શશિની સાથે રહેવાનો અને તેને સુખી કરવાનો નિશ્ચય કર્યો, શશિને તેણે કહ્યું :

"સ્વજનોને છોડી આવવાનું દુઃખ તમને સતાવતું લાગે છે. પણ હવે તમે તેને મનમાંથી કાઢી નાંખો. તમારી સાથે મેં પણ તો મારા સગાંસંબંધીઓનો ત્યાગ કર્યો છે. હવે આપણે આગળનો વિચાર કરીએ તે જ યોગ્ય છે."

"સ્વજનોને છોડી આવવાનું દુઃખ તો થાય જ છે. પણ તેના કરતાં મેં તમને તમારા સ્વજનોથી દૂર કર્યાં છે, તેનું દુઃખ વધારે સાલે છે. તમે મને અહીં એક નાનું સરખું ઘર લઇ તેમાં રાખી પાછા ફરી શકો છો. મારે માટે તમારે સહન કરવું પડે અને દુઃખી થાઓ એમ હું નથી થવા દેવા ઇચ્છતી. વળી તમે કદી દુઃખ સહન કર્યું નથી એટલે તમારાથી તે સહન થશે કે કેમ તે પણ શંકા છે."

"મેં કંઇ તમને એકલા છોડી જવા માટે આ માર્ગે દોર્યાં નથી. દુઃખ પડે કે સુખ, હવે તો તે મારે પણ તમારી સાથે રહીને જ ભોગવવાનું છે. માત્ર મને તો તમારે માટે મનમાં વસવસો રહે છે કે તમે આ બધું સહન કરી શકશો કે કેમ ! અને મારી રીતભાતથી હું તમને કદાચ વધારે દુઃખી તો નહિ કરૂં !"

"અત્યાર સુધી તો ગમે તેમ હોય પણ હમણા તો તમારી રીતભાત સામે મારે કશી ફરિયાદ નથી. ઉલ્ટી હું તો તેના પર મુગ્ધ થઇ ગઇ છું. પણ મને તમારો જ વિચાર આવ્યા કરે છે. તમારે નાહક મારે માટે ઊંડા પાણીમાં ઉતરવું પડયું છે. તમારૂં આખું જીવન તમારી સામે પડયું છે. તમારૂં ભવિષ્ય મારે કારણે બગડે તો તેથી મને પારાવાર દુઃખ થશે."

"હજી શું તમે મને પારકો ગણો છો. હજી શું તમારે મને દૂરને દૂર રાખવો છે. મેં અત્યારે તો તમારા સુખદુઃખ મારાં કર્યાં છે અને જે અધિકાર તમે મને આપ્યો છે તે તમે હવે મારી પાસેથી છીનવી નહિ લઇ શકો."

"પણ એ બરાબર નથી. તમારે માથે તો એ આવી પડેલો બોજો છો. તમારી એ ઉદારતા છે કે તમે એ બોજ ઉઠાવવા માગો છો. પણ મારે તમારે માથે એ બોજ લાદવો કે નહિ તે વિચારવું રહ્યું."

"એવું વિચારવાની કશી જરૂર નથી. એ બોજ કહો તો બોજ, મેં સ્વેચ્છાથી ઉપાડયો છે અને તેથી મને આનંદ જ થશે. તમે તમારી દૃષ્ટિથી જ એ પ્રશ્નને વિચારો એમ હું ઇચ્છું છું. હું તો તમે કહેશો તેમ કરવા તૈયાર છું."

"તે તો હું જાણું છું. મારે માટે તમે તમારી જાતને, તમારા આખા ભવિષ્યને હોમી રહ્યા છો. તમારા એ ઉપકારમાંથી ક્યારે છૂટી શકીશ."

"તમે ઉપકારની વાત કરી મને નાહક શરમાવો છો. આમાં ઉપકારની કશી વાતજ નથી. મેં તો તમને કહ્યું જ છે કે હું તમને શ્રદ્ધાની દૃષ્ટિથી જોઉં છું, તમારા પ્રત્યે મને પ્રેમ છે. એટલે તમારે સારૂ જે કંઇ પણ હું કરી છૂટીશ તેમાં મારા દિલને તો સંતોષ જ થશે."

"હુંયે તે સમજું છું. પ્રેમ અને શ્રદ્ધા વગર કોઇ આટલો બધો ત્યાગ કરી શકે નહિ. સાંભળેલી વાતો પરથી અત્યાર સુધી મેં તમારા પ્રત્યે જે દુર્વ્યવહાર કર્યો છે તેને સારૂ આજે પસ્તાઉં છું અને તમારી માફી ચાહું છું."

"વળી તમે પાછી એવી વાતો કરવા માંડી. મેં કોઇ દિવસ તમારા મારી સાથેના વ્યવહારની ફરિયાદ કરી છે ખરી?

મારી જાતને હું ઓળખું છું. તેથી મને તેનું કદી દુ:ખ થયું નથી. બાકી આજે તમે મારા જે વિશ્વાસ મૂકયો છે તેથી હું મારી જાતને કૃતકૃત્ય માનું છું."

"પણ તમેયે મને છાપરે ચડાવવાનું માંડી વાળો તો સારૂ. અત્યારે તો આપણે એક નાનું ઘર લઈ ત્યાં રહીએ. પછી આગળ ઉપર સૌ થઇ પડશે

"પણ ઘર લેવા જતાં આપણે આપણી ઓળખાણ શી રીતે આપીશું? આપણા વચ્ચે શું સંબંધ છે તે જાણવા લોકો આતુર હશે. તેનો શું જવાબ આપીશું."

શશિ આ સાંભળી વિચારમાં પડી ગઇ. પછી તેણે કહ્યું:

"આનો મેં તો કશો વિચાર જ કર્યો ન હોતો. આપણી વચ્ચે લગ્નની વાત તો કદી આપણે કરી નથી, અને દયાવૃત્તિથી પ્રેરાઇ તમે મને જે મદદ કરી છે તેને કારણે હું તમને આજીવન બાંધી લઉં એ બરાબર નથી. એટલે તમે જે રસ્તો સૂચવો તે મને કબૂલ છે.

"એમાં હું શું માર્ગ સૂચવવાનો હતો? તમે દયા બયાની વાત કરો એ ખોટી છે. આપણે હમણાં જ તો નક્કી કર્યું કે હવે આપણે એવી કશી વાત કરવાની નથી. પણ જો તમને લગ્નનો વાંધો ન હોય તો એ સિવાય બીજો કોઇ રસ્તો મને દેખાતો નથી. કારણ વડોદરા અમદાવાદથી કંઇ દૂર નથી, અને અમદાવાદની વાત વડોદરામાં એક જ દહાડામાં પહોંચી શકે છે એ જોતાં એનો બીજો કંઇ માર્ગ જણાતો નથી."

"મેં તો તમારા પર વિશ્વાસ મૂકી મારી જાત તમને સોંપી જ દીધી છે. માત્ર મને તમારો જ વિચાર હતો. પણ જો તમને એ કબૂલ હોય તો તમે લગ્નની પણ બધી ગોઠવણ કરી શકો છો."

આ પછી બંનેએ વડોદરામાં આર્યસમાજ વિધિથી લગ્ન કરી લીધાં. અને એ સમાચાર અમદાવાદમાં તેજ દિવસે પહોંચ્યાં. એથી બીજા કોઇને તો નહી પણ ચંદ્રકાન્તને ઘણું આશ્ચર્ય થયું. વાચકને પણ કદાચ આશ્ચર્ય થાય. તેને એમ લાગ્યું હશે કે આ લગ્ન કેવા ! એમાં પરણનારાઓમાંથી કોઇએ પ્રેમની ગાંડીઘેલી વાતો નથી કરી. તેઓ પ્રેમને નામે ઘેરથી નાસી નથી ગયાં. અને તેમણે લગ્ન પણ પ્રેમને નામે નથી કર્યાં. ઘણે ભાગે આવાં લગ્નો તો પ્રેમને નામે થાય છે. પણ આ બંને તો આવી શુષ્ક રીતે પરણ્યાં. પ્રેમશૌર્યની અનેક વાતો અમે સાંભળી છે, પણ આવી વાત તો કદી સાંભળી નથી.

પણ વાચકને હું ખાત્રી આપું છું કે બીજા લગ્નોની માફક આ લગ્ન પણ પ્રેમને નામે થયું હતું. પછી ભલે પરણનારાઓએ પ્રેમનાં ઘેલાં ન કાઢયાં હોય. વિનોદના દિલમાં તો શશિ પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા ભરેલાંજ હતા, અને શશિ પણ વિનોદ પ્રત્યે સારી પેઠે આકર્ષાયેલી હતી. તેને તેના પ્રત્યે સહાનુભુતિ પણ પ્રગટ થઇ હતી. કદાચ તેના મનમાં છુપો પ્રેમ પણ પ્રગટ થયેલો હોવો જોઇએ.

## પ્રકરણ આઠમું

## ગૃહસ્થજીવનમાં વિસંવાદ

વડોદરામાં એક નાનું ઘર લઇ શશિએ પોતાનો ઘરસંસાર શરૂ કર્યો. શશિને ઘરકામની ઠીક કેળવણી મળી હતી એટલે એણે પોતાનું નવું ઘર એવું સરસ ગોઠવ્યું કે વિનોદ તેથી ખુબ પ્રસન્ન થયો. અત્યારે તો એની પાસે થોડા પૈસા હતા એટલે કામ ચાલ્યું, પણ તેણે હવે આગળ ઉપરનો વિચાર કરવા માંડયો. તેણે પોતાના મિત્રો દ્વારા એ તો સાંભળ્યું જ હતું કે તેના પિતા ખુબ ચીડાઇ ગયા છે અને તે એકનો એક પુત્ર હોવા છતાં તેનું મોઢું ન જોવાનો તેમણે નિર્ણય કર્યો છે. એટલે ઘેરથી પૈસા મળવાની

તેને કંઇ આશા ન હતી. એણે બેચાર મિત્રો જેમને તે પોતાનાં ગણતો હતો તેમને આ બાબતમાં કાગળો લખ્યા હતા પણ હજી સુધી તેમાંના કોઇએ પણ જવાબ સુદ્ધાં લખ્યો ન હતો. આથી તે મનમાં ને મનમાં એ બધાઓ ઉપર ચીડાઇ રહ્યો હતો, પણ એ વિષે એ શશિને કંઈ પણ વાત કરવા ઇચ્છતો નહતો.

પૈસા મેળવવાની જવાબદારી મુખ્યત્વે તે પોતાની માનતો હતો અને તેથી તે પોતે જ તેની ગોઠવણ કરવા ઇચ્છતો હતો. શશિને તેણે વાત કરી હોત તો શશિ પાસે જે કંઇ નાની મોટી જણસો હોય તે જરૂર તે તેની આગળ ધરી દેત. પણ તેથી કેટલા દિવસ ચાલી શકે? અને વિનોદ એ રીતે શશિની જણસો લેવા તૈયાર ન હતો. પણ એના હાથ પરની રકમ ધીરે ધીરે ખરચાઇ જવા માંડી હતી અને નાણાની તંગી તે જાતે અનુભવવા લાગ્યો હતો. પણ હજી સુધી એણે ઘરમાં શશિને તેનો કંઈ અનુભવ થવા દીધો ન હતો. પણ નાણા માટેની તેની ચિંતા દિવસે દિવસે વધતી જતી હતી અને તેથી તે મોટે ભાગે ખિન્ન દેખાતો હતો. શશિ તે જોતી પણ કંઇ બોલી શકતી નહિ. કારણ શશિની વાત તે હસવામાં ઉડાવી દેતો હતો અને ઘરમાં તે હંમેશા જેમ બને તેમ આનંદી હોવાનો ડોળ રાખવા પ્રયત્ન કરતો હતો.

શશિની પ્રકૃતિ ખરચાળ નહોતી. તે ઘરનું બધું કામ જાતેજ કરતી હતી. આ જોઇ ઘણી વખત વિનોદને દુઃખ થતું અને તે શશિને એવો આગ્રહ પણ કરતો કે તેણે એટલી બધી મહેનત ઉઠાવવાની જરૂર નથી. એકાદ રામો રાખી લીધો હોય તો તેમાં કંઇ ખરચ વધી નહિ પડે. પણ શશિ તેની વાત સાંભળતી નહિ અને પોતાને હાથે જ બધું કામ કરતી હતી. એટલે વિનોદ વિચારતો હતો કે શશિ આમ આટલી તકલીફ તો ઉઠાવે છે જ, તેમાં તેને પૈસાની ચિંતામાં નાખવાથી તો તેનું દુઃખ ઘણું વધી પડશે અને તેથી એ વાત તેને કરવા તે રાજી નહતો.

પણ શશિ પણ કંઇ બુદ્ધિહીન નહોતી. તે તેની ગડમથલ સમજી ગઇ હતી અને તેથી એ બાબતનો સ્ફોટ કરવાની તક શોધી રહી હતી. વિનોદના મનને દુઃખ લગાડયા વિના આ બાબતની ચર્ચા કરવાની તેને એકે તક હજી સુધી મળી ન હતી અને તેથી તે પણ મનમાંને મનમાં દુઃખી રહેતી હતી.

એવામાં ચંદ્રકાંત તેમને મળવા આવ્યો. ચંદ્રકાંત સાથે શશિએ કલાકો સુધી વાત કરી પોતાની સ્થિતિ સમજાવવાનો પ્રયત્ન કર્યો. કેવા અનિવાર્ય સંજોગોમાં તે વિનોદ સાથે ચાલી આવવા રાજી થઈ, વિનોદ અને એ કેવી રીતે અકસ્માત મળી ગયાં, અને કેવી રીતે તેમણે અમદાવાદ છોડયું અને અમદાવાદ છોડયા પછી તેણે વિનોદ સાથે પરણી જવાનો શી રીતે નિર્ણય કર્યો અને હવે તેઓ કેવું સહજીવન ગુજારી રહયાં હતાં તે બધી વિગતવાર વાત કરી. તેને એ આશા હતી કે ચંદ્રકાંતને તે સમજાવી શકશે અને તેની પૂરેપૂરી સહાનુભુતિ તેને મળશે. અને ચંદ્રકાંતે પણ તેની બધી વાત શાંતિથી સાંભળી તેને સમજવાનો પૂરેપૂરો પ્રયત્ન કર્યો. પણ તેના મનમાં એક અસંતોષ જરૂર રહી ગયો અને તે એ કે આટલું બધું થયું પણ શશિએ ચંદ્રકાંતને મળી તેની સલાહ લેવાનો કે તેની મદદ મેળવવાનો કેમ પ્રયત્ન ન કર્યો. તેને એમ પણ લાગ્યું કે શશિએ વિનોદ સાથે ચાલ્યા આવવામાં ઘણી ઉતાવળ કરી છે. તેણે આટલી બધી ઉતાવળ કરવી જોઇતી ન હતી. પણ પોતાનો અભિપ્રાય તેણે શશિને કહેવો કે નહિ એનો તે વિચાર કરી રહયો. કદાચ તેથી શશિને માઠું લાગે એવો તેને ભય હતો. પણ તે ભય વ્હોરીને પણ તેણે છેવટે કહયું જ કે:

"તમારી બધી વાત સાંભળી હું એ તો સમજી શકું છું કે તે વખતે તમારા હૃદય પર કેવી વીતી હશે કે જેને લઇને તમે આવું મોટું પગલું આટલી ઉતાવળમાં ભરી દીધું. મને બીજું તો કાંઇ

નહિ પણ એટલો જ વિચાર આવે છે કે તમે મારા જેવા તમારા એક મિત્રની સલાહ લેવા થોભ્યાં નહિ અને એકદમ વિનોદ સાથે ચાલ્યા આવ્યાં. વિનોદે જે ઉદારતા અને વૈર્ય બતાવ્યું છે તેને સારૂ તેને ધન્યવાદ ઘટે છે. પણ તેણેયે આ બાબતમાં વિચાર કરવા થોભવાને બદલે, કોઇની સલાહ લઇ નિર્ણય કરવાને બદલે, તમને ઉતાવળમાં આ માર્ગે દોર્યાં, એમાં એની પણ ભૂલ જ થઇ છે. હશે, હવે જે થવાનું હતું તે થઈ ગયું છે. એને વિષે નાહક ખેદ કરવાનું કંઇ કારણ નથી. પણ હવે વિનોદ શું કરવા ધારે છે? તે કંઈ કામધંધે વળગ્યો છે ખરો? હું અમદાવાદની સ્થિતિ બધી જાણું છું. ત્યાંથી એને કંઇ પૈસા હમણાં મળે એમ નથી, એટલે એને જો તમારો સંસાર તમારે ચલાવવો હશે તો કમાયા વગર છૂટકો નથી. એ બાબત એણે કંઇ વિચાર કર્યો છે ખરો?"

"એ બાબતમાં તો હું કંઈ જ જાણતી નથી. એમણે મને એ વિષે કશી જ વાત કરી નથી. મને લાગે છે કે એ પ્રશ્ન એમને મુંઝવી રહ્યો છે ખરો. પણ કોણ જાણે કેમ તે મને એ વિષે એક શબ્દ પણ કહેતા નથી. તેથી હું પણ મુંઝાઉં છું. પણ હું શું કરૂં એ બાબત ખોદીખોદીને વાત કઢાવવા જતાં એમનું મન દુઃખાય એ કારણે હું પણ કંઇ બોલતી નથી."

"પણ તમે એ વિષે કંઇ વાત નહિ કરો અને એ પણ મનમાં મુંઝાયા કરશે અને તેનો કંઈ રસ્તો નહિ કાઢે તો કામ કેમ ચાલશે? બને તો આજે હું જ એ વાત કાઢીશ. તમે એ બાબતમાં જરાયે મુંઝાશો નહિ."

ચંદ્રકાંતે આ રીતે શશિને આશ્વાસન આપ્યું ખરૂં પણ તેથી તેને આશ્વાસન મળવાને બદલે ઉલ્ટું દુઃખ જ થયું. વિનોદ ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી તે તેની સાથે ચાલી આવી હતી. તેમના બંનેમાં લગ્ન થઇ ગયા હતા. તેઓ બંને સાથે

પ્રેમપૂર્વક રહેતાં હતાં. છતાં આ નાણાંના પ્રશ્નમાં તેને ચંદ્રકાંતની મદદ લેવી પડી અને વિનોદના મનની મુંઝવણ માપવા માટે પોતે નહિ પણ ચંદ્રકાંત પ્રયત્ન કરે તે ચલાવી લેવાની સ્થિતિમાં મૂકાઈ તેથી તેને માથાના ઘા જેવું લાગ્યું. પણ એમાં તે શું કરી શકે એમ હતું. આટલા બધા દિવસો તે અને વિનોદ સાથે રહયાં છતાં વિનોદે એક દિવસ તેની સાથે એ સંબંધી વાત નથી કરી અને છૂપીતી રીતે તેની મુંઝવણ તો એ બાબતમાં વધતી જતી હતી. એવી પરિસ્થિતિમાં ચંદ્રકાંતની મદદથી પણ વસ્તુસ્થિતિનો કંઇક સ્ફોટ થતો હોય તો તે કરી લેવો જોઈએ એમ તેને લાગ્યું અને તેથી ચંદ્રકાંત વિનોદ પાસેથી આ વિષે શું વાત કઢાવે છે તે જાણવા તે આતુરતાથી રાહ જોવા લાગી.

## પ્રકરણ નવમું

### પતિનું અભિમાન

શશિ સાથે વિનોદનું લગ્ન થયું એટલે તે હવે તેનો પતિ બન્યો હતો. શશિ તેની જમવા કરવાની બધી સગવડ સાચવતી એટલે તે ઘરમાં મોટે ભાગે પ્રસન્ન રહેતો હતો. શશિની હાજરીમાં તો ખાસ કરીને તે બહુ જ આનંદ કરતો હતો. છતાં તેના મનની મૂંઝવણ જે તેને સતાવી રહી હતી તે કોઇ કોઈ વખત તેના અણજાણતામાં પ્રગટ થઇ જતી હતી અને તે શશિના ધ્યાનમાં આવી જતી હતી. અને જ્યારે તેનું ભાન એને થતું ત્યારે તે પોતાની જાત પર અને શશિ પર બંને પર ચીડાતો હતો. પણ હજી સુધી એણે એવી ચીડ કદી પ્રગટ કરી ન હોતી એટલે એ પતિ પત્નિનો સંસાર સરસ રીતે ચાલી રહયો હતો.

પણ હવે પૈસા બાબતની મૂંઝવણ ઘણી જ વધી પડી હતી. તેને એ તો ખાતરી થઇ જ ગઇ હતી કે ઘેરથી હવે પૈસા આવવાનો

ન હતો. એ ચાર મિત્રોને એણે થોડા પૈસા મોકલવા લખ્યું હતું પણ હજી તેમનો કોઇનો જવાબ આવ્યો નહતો. અને તેથી મનમાં ને મનમાં તે એ બધા પર ક્રોધ કરી રહ્યો હતો, પણ હજી તેનું અભિમાન તેને શશિ પાસે વસ્તુસ્થિતિનો સ્ફોટ કરવા દે તેમ ન હતું. શશિ બનતાં સુધી તેની પાસે કદી એક પૈસો પણ માગતી નહિ. પણ વિનોદ જ તેને પૈસા આપતો અને તેને અમુક અમુક ખરચ કરવા કહેતો. અને તેથી એવા વધારાના ખરચની જરૂર ન હોય તો પણ શશિને તેવો ખરચ કરવો પડતો હતો. શશિ વિનોદનું મન દુઃખાય તેવું કંઇ પણ કરવા ઇચ્છતી ન હતી અને તેથી જેને તે નજીવી બાબતો ગણતી હતી તેમાં તેનું જ ધાર્યું થવા દેતી હતી. પણ ખરી રીતે એ બાબત નજીવી ન હતી. જીવનની બધી જ બાબતોમાં જો યોગ્ય મર્યાદા આંકવામાં ને પાળવામાં આવે તો જ સહજીવનનો સુન્દર યોગ સિદ્ધ થાય છે. પણ શશિ ઉપકારવશ બનીને વિનોદની ખોટી ઉદા-રતાને રોકવાનો ઉઘાડો પ્રયત્ન કરી શકી નહિ. અને પરિણામે તે શશિ પ્રત્યે જ્યારે વધારે પડતી ઉદારતા દેખાડી રહ્યો હતો ત્યારે એના મનમાં એના મિત્રો સગાંઓ કે જેમણે એને પૈસા મોકલ્યા નહિ અથવા પૈસા મોકલવામાં ઢીલ કરી તેમની પ્રત્યે કડવાશ પણ વધતી જતી હતી. અને તેથી તેનું દુઃખ અને ચિંતા પણ વધતા જતાં હતાં. અને જેમ જેમ તે વધતાં જતાં હતાં તેમ તેમ તે શશિથી તેને છુપાવવાનો વધુ ને વધુ પ્રયત્ન કરતો હતો. હમણાં હમણાં તે શશિને માટે રોજ કંઇ ને કંઈ નાની મોટી ભેટો લઇ આવતો હતો. શશિને તે લેવી પડતી હતી પણ તેથી તે કંઈ રાજી થતી હતી એમ ન હતું. તે તેને એવી ભેટો લાવવામાં નકામા પૈસા ન ખરચવાનું કહેતી પણ તેથી વિનોદને માઠું લાગતું એટલે તે બહુ બોલી શકતી નહિ.

વિનોદ આવી માનસિક સ્થિતિમાંથી પસાર થઇ રહ્યો હતો તેવા સમયમાં ચંદ્રકાંતે તેને શશિની હાજરીમાં કહ્યું :

"વિનોદ હું અમદાવાદથી આવું છું. ત્યાં તમારા પિતાને તમારા આમ ચાલી આવવાથી સખત આઘાત લાગ્યો છે અને તેમણે એવો નિશ્ચય કર્યો છે કે તમારી સાથે તમારા ઘરના કોઈ પણ માણસે કશો જ સંબંધ રાખવો નહિ. એ સાંભળી તમારા માતા તો બહુજ રડતાં હતાં પણ તેમનું શું ચાલે? મને લાગે છે કે ઘર સાથે પાછો સંબંધ જોડાતાં કેટલોક વખત વીતી જશે ત્યાંસુધી તમે શું કરશો?"

"એમાં શું? ત્યાંસુધી અમે અહીં રહ્યાં છીએ તેમજ રહીશું. અમારૂં ગાડું તો ગમે તેમ કરીને નભ્યું જશે. માતાજી બિચારાં ખૂબ દુ:ખ કરતાં હશે. મને તેઓ ઘણા યાદ આવે છે. પણ હાલમાં આપણે શું કરી શકીએ એમ છીએ? જેમ ચાલે છે તેમ ચાલવા દીધા વગર છૂટકો નથી."

"એ તો ખરૂં. પણ તે દરમ્યાન આજીવિકાનો પ્રશ્ન તમે વિચાર્યો છે ખરો? કંઇ કામધંધે લાગવાનો જોગ ઉભો કર્યો છે? મને લાગે છે કે એવું કંઇ કર્યા વગર તમારૂં કંઇ નભવાનું નથી."

આ પ્રશ્નથી વિનોદનું દિલ તો દુખાયું હતું પણ તેણે એ દુ:ખ છુપાવી કહ્યું: "હજી એવી પરિસ્થિતિ ઉભી થઇ નથી કે મારે તાત્કાલિક કોઇ ધંધે વળગવું પડે. પણ એવો વખત આવશે ત્યારે જોઇ લેવાશે. કંઇ ને કંઇ શોધી કાઢીશું."

ચંદ્રકાંતે જોયું કે વિનોદ આ વાત ટૂંકેથી જ પતાવવા માંગે છે. તે આ બાબતની જરાયે ચર્ચા કરવા તૈયાર નથી. એથી તે કંઈ વધારે પૂછી શકયો નહિ. પણ શશિએ એ વાત ઉપાડી લીધી.

"ચંદ્રકાંતભાઈ કહે છે કે ઘેરથી તમને પૈસો પણ મળે એમ નથી. આપણે આવ્યા ત્યારે સાથે જે રકમ હતી તે અત્યારે જે રીતે આપણે ખરચ કરીએ છીએ તે જોતાં તો પૂરી થવા જ આવી હશે, અને તમે મને તો એ વિષે કંઇ વાત જ નથી કરતા!"

"તને એમાં શું કહેવું હતું? તું તારે મોજ કરની. પૈસા લાવવાની ચિંતા મારે કરવાની છે તે હું કરી લઈશ. તારે કશી ફીકર કરવી નહિ."

"હું કયાં ફિકર કરૂં છું. હું ફીકર કરવા ધારૂં તો પણ તમે તે કરવા દો એમ નથી. પણ તમે મને આ બાબતમાં કશી જ વાત નથી કરતા તેથી મને ઘણું દુ:ખ થાય છે. મેં તમારામાં પૂરેપૂરો વિશ્વાસ મૂક્યો છે. ત્યારે તમે મારો વિશ્વાસ કરતા નથી."

"ગાંડી થઈ છે શું? હું તારો વિશ્વાસ નથી કરતો? તારો વિશ્વાસ નહિ કરૂં તો કોનો વિશ્વાસ કરીશ? પણ જે બાબતમાં તારે કંઈ જ કરવાનું નથી તેમાં મારે તને નાહકની તકલીફ શા માટે આપવી?"

"પણ એમાં તકલીફની વાત કયાં આવી? હું શું તમારા સુખદુ:ખની ભાગીયણ નથી? પછી મારે કેમ એ બધી બાબત ન જાણવી જોઈએ?"

"તેની ના કોણ કહે છે. પણ ઘર ચલાવવા પૈસા મેળવવાની ફરજ તો પતિ તરીકે મારી છે ને? અને એમાં બીજા કોઈ દખલ કરે તે મને પસંદ નથી." વિનોદે ચીડાઈને જવાબ આપ્યો.

આ જવાબ સાંભળી ચંદ્રકાંતને આશ્ચર્ય થયું. શશિ તો આભી બનીને વિનોદ તરફ જોતી જ ઉભી રહી. વિનોદને પણ જ્યારે એનો ખ્યાલ આવ્યો ત્યારે તે થોડો શરમાયો અને પોતાને કંઈ કામ હોવાનું બહાનું કાઢી ચાલ્યો ગયો. ચંદ્રકાંતે અને શશિએ પણ એ વિષય પર મૌન સેવવું જ વ્યાજબી માન્યું. આ વિષયની ચર્ચા તો તેથી ત્યાં અટકી ગઈ. પણ વિનોદ અને શશિના મન પર તેની ઊંડી અસર રહી ગઈ. ચંદ્રકાંત પણ એમના ઘર સંસાર વિષે અમદાવાદ ગયો ત્યારે કંઈ મધુર કલ્પના લઈ ગયો નહિ. શશિએ વિનોદના વખાણ કરવામાં જો કે પોતાની મધુર વાણીની પરાકાષ્ટા

લાવી મૂકી હતી, છતાં તેની તેના પર કંઇ અસર થઇ નહિ અને તેથી શશિને ભારે ભોંઠપ અનુભવવી પડી.

પણ વિનોદ તો એના મનમાં જુદી જ રીતે આ બાબત ઉપર પોતાની બળતરા કાઢી રહ્યો હતો. ' આ ચંદ્રકાંત કોણ છે જે મારી બાબતમાં આમ આવીને માથું મારે છે? અને શશિએ પૈસાની બાબત એની પાસે શા માટે કાઢી? હું શું એને પૈસા બાબતમાં કંઇ આપદા પાડું છું? અને કદાચ એને પૂછવું હતું તો એણે ચંદ્રકાંતની હાજરીમાં કેમ પૂછ્યું? એકલામાં પૂછ્યું હોત તો ન ચાલત? એણે ચંદ્રકાંત આગળ આ બધી ચર્ચા કરી મને શા માટે હલકો પાડ્યો? ચંદ્રકાંત એનો જૂનો મિત્ર હોય તેથી મારે શું? હું કંઇ એને જવાબ દેવા બંધાયેલો નથી. પણ શશિએ એની પાસે વાત કરાવી મને હલકો પાડવા ધાર્યો હતો શું? એવું એણે કેમ કર્યું?'

આવા ને આવા વિચારોમાં તેનો ક્રોધ મનમાં ને મનમાં વધી રહ્યો હતો. ચંદ્રકાંત તો જો કે બીજે દિવસે જ ચાલ્યો ગયો છતાં તેની અસર આ નવા ચાલતા ગૃહસંસારપર પડ્યા વિના ન રહી. શશિને પણ વિનોદે ચંદ્રકાન્તની હાજરીમાં " બીજા કોઈ દખલ કરે તે મને પસંદ નથી " એમ કહી તેનું અપમાન કર્યું હતું તે સાલતું હતું. એણે એ બનાવને નજીવો ગણી ભૂલી જવાનો ઘણો પ્રયત્ન કર્યો, અને તેમાં તે સફળ થઈ પણ ખરી. છતાં તેના મન પર એણે જે જખમ કર્યો હતો તેનો ઘા સંપૂર્ણપણે રૂઝાઇ ગયો હતો એમ ન હતું. એને રહી રહીને એમ પણ થતું હતું કે એ વાત મેં ન કાઢી હોત તો જ સારૂં હતું. ચંદ્રકાંતને પણ મારે એવી વાત કરવાથી રોકવો જોઇતો હતો. વિનોદનું દુઃખ અને તેનો ક્રોધ જો કે તેણે શશિ આગળ પ્રગટ થવા નહોતો દીધો છતાં તેને તેનો કંઇક ખ્યાલ આવ્યો જ હતો અને તેથી તે વધારે ચિંતાતુર બની હતી.



# પ્રકરણ દશમું

## વાતાવરણ

આ વખતે દેશનું આખું વાતાવરણ ડહોળાયેલું હતું. ગાંધીજીએ જેલમાં અપવાસ કર્યાના સમાચાર વિજળીવેગે બધે ફેલાઇ ગયા હતા અને તેની અસર પણ એટલી જ જલદ હતી. આથી સરકાર વિમાસણમાં જરૂર પડી ગઈ પણ તે આ વખતે ગાંધીજીને કશી દાદ આપવા તૈયાર ન હતી. સાધારણ રીતે તો લડાઇનો વખત જ એવો હોય છે કે લોકશાહીની, સ્વતંત્રતાની અને એવી વાતો કરનારી સ્વતંત્ર સરકાર પણ નફ્ટ બને છે, તો અહીં તો લોકોને બિનજવાબદાર સરકાર હતી અને વાયસરોયના હાથમાં 'કર્તુમકર્તુમન્યથાકર્તુમ'ની તમામ સત્તા કેંદ્રિત હતી. લંડનની કચેરીમાં બેઠેલા બિલકુલ બિનજવાબદાર અને પ્રત્યાઘાતી વલણ ધરાવતા હિંદી સચીવ એમરીના દોરી સંચાર પ્રમાણે અહીં વાયસરોયની 'હાજી હા' કરનારી કારોબારી સમિતિમાં જાપાની આક્રમણની ભીતિના બહાના હેઠળ તમામ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને દાબી દેવા માટે સખતમાં સખત દમન કરવાના નિર્ણયો થતા અને તે પ્રમાણે ઓર્ડિનન્સ પર ઓર્ડિનન્સ નિકળે જતા હતા. આ દમનનીતિના પરિણામે હિન્દુસ્તાનમાં ઠેર ઠેર લાઠીચાર્જ, ગોળીબાર થયા. કોક ઠેકાણે મશીનગનવાળું વિમાન ઉડયું અને ચીમૂર જેવા કાંડ થયા. ૧૯૪૨ ના ઓગસ્ટમાં ગાંધીજી અને મહાસભાના નેતાઓને મહાસમિતિમાં માત્ર એક ઠરાવ જેને 'ઓગસ્ટનો ઠરાવ' કહેવામાં આવે છે, તે કરવાને કારણે સરકારે ઓચિંતા પકડી લઇને અટકમાં લઇ લીધા: ગાંધીજી હજી તો વાયસરોય ઉપર પત્ર લખી વાટાઘાટ કરવાની ચિંતામાં હતા ત્યાં આ બનાવ બન્યો. તેથી પ્રજાને ભારે આઘાત લાગ્યો અને કેટલાક ઉશ્કેરાયેલા યુવકોએ કયાંક થોડા રેલના પાટા ઉખાડી નાંખ્યા કે નજીવા આગ લગાડવાના કે એવા ગુન્હાઓ કર્યા તેની આડમાં

સરકાર પોતાના દેશવ્યાપી આકરા દમનનો બચાવ કરતી હતી અને એ બધી જવાબદારી તે ગાંધીજી અને મહાસભા ઉપર નાંખવા માગતી હતી. ગાંધીજી કે મહાસભાના આગેવાનો એનો કશો જવાબ પણ આપી શકવાની સ્થિતિમાં ન હતા અને સરકાર તરફથી ખોટો પ્રચાર મહાસભા અને ગાંધીજી સામે બહુ વેગથી ચાલી રહ્યો હતો. આથી દુઃખી થઈ ગાંધીજીએ અપવાસ કર્યા.

સરકાર ઉપર તો તેની કંઇ ખાસ અસર થયેલી જણાઇ નહિ પણ દેશ આખો એ સમાચારથી થંભી ગયો. સરકાર તરફથી કેવો ખોટો પ્રચાર ચાલી રહ્યો છે તે પ્રજાને સમજાયું અને વિદેશોમાં પણ સરકાર ઉઘાડી પડી ગઈ. હિંદના જુદા જુદા પક્ષોએ પણ પોતપોતાની રીતે આ ઘટનાને મહત્ત્વ આપવા માંડયું. સામ્યવાદી પક્ષ જે યુદ્ધમાં રશિયાના જોડાવાથી તેને લોકયુદ્ધ ગણી તેને પોતાથી થાય તેટલી મદદ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો તેણે ભાંગફોડ કરનારાઓ સામે અને સરકાર સામે બંનેની સામે પોતાને જે કહેવાનું હતું તે કહેવાનો આ અવસર માન્યો. અને બીજા યુવાનોમાં આ પ્રસંગે હિંસા અને અહિંસાની ઉગ્ર ચર્ચા જગવી. આજ કેટલાયે વર્ષોથી હિંદના યુવકોએ આ હિંસા અને અહિંસાના પ્રશ્નને સંપૂર્ણ રીતે છણી નાંખ્યો છે, અને મહાસભાએ અહિંસાને જ ગાંધીજીના નેતૃત્વમાં પોતાની નીતિ માની છે. છતાં આ પ્રશ્ન નવેસરથી આટલી ઉગ્રરૂપે ચર્ચાવા માંડયો તેથી જૂના મહાસભાવાદીઓને ઘણું દુઃખ થયું. પણ એ વસ્તુસ્થિતિ હતી એ કોઈથી ભૂલાય તેમ ન હતું.

શશિ અત્યાર સુધી તો પોતાની જ ચિંતામાં વ્યસ્ત હતી. એટલે એનું ધ્યાન એ તરફ ઘણું ઓછું હતું. છતાં ગાંધીજીના અપવાસના સમાચાર એવા હતા કે જે સાંભળી તે સ્થિર રહી શકે તેમ ન હતું. પણ તેનાં સંજોગો અને દેશનું વાતાવરણ જોતાં તેનાથી કંઇ પણ થઇ શકે એવી સ્થિતિ ન હતી. એ વખતની નિષ્ક્રિયતા

જેમ બીજા સાચા કાર્યકર્તાઓને સાલતી હતી તેમ તેને પણ સાલતી હતી અને પોતાની લાચારી અનુભવી તે દુઃખી થઈ રહી હતી. તેણે પોતે જે પગલું લીધું હતું અને ઘેરથી નાસી આવી તેણે વિનોદ સાથે લગ્ન કર્યાં હતા તેને સારૂ આજે તેને એક રીતે પસ્તાવો થવા લાગ્યો હતો. પણ તે છૂટી અને સ્વતંત્ર હોત તો પણ તે દિવસોમાં જેવી પરિસ્થિતિ હતી તે જોતાં શું કરી શકત તે પણ તે સમજી શકતી ન હતી.

આજે ગુજરાતનાં કેટલાક કાર્યકર્તાઓની વડોદરામાં મીટીંગ હતી અને તેમાં શશિને પણ આમંત્રણ મળ્યું હતું. પોતે તો ગામમાં જ હતી. એટલે ત્યાં જવામાં તેને કશો વાંધો ન હતો. પણ વિનોદને આવી બાબતોમાં કંઇ રસ ન હતો અને તેથી તેણે તેને એ વિષે કશી વાત નહોતી કરી.

કાર્યકર્તાઓની મીટીંગ મળી અને તેમાં અનેક બાબતો પર અનેક પ્રકારે ચર્ચા થઈ પણ તેઓ ભવિષ્યના કાર્યક્રમ વિષે કોઇ-પણ જાતના નિર્ણય પર આવી શકયા નહિ. કાર્યકર્તાઓમાંથી દરેકે દરેક કાર્યકર્તા કંઇને કંઇ કરી છૂટવા તૈયાર હતો. ગમે તે ભોગે જો કંઇ કામ કરી શકાય તો તે કરવા તે આતુર હતો. પણ શું કામ કરવું જોઇએ તેનો એને ખ્યાલ ન હતો. કોઇ બીજાની દોર-વણી તેને કામ લાગે તેમ ન હતી. જેટલી વ્યક્તિઓ તેટલા મત હતા અને બુદ્ધિભેદ થયેલો હોવાને કારણે વ્યક્તિના પોતાના મંતવ્યમાં પણ વિસંવાદીપણું જણાઈ આવતું હતું. આવી પરિસ્થિતિમાં કાર્ય-કર્તાઓની બેઠક શું નિર્ણય કરી શકે?

એક ભાઇ કહે: "મને તો હિંસા અહિંસાનો આ વાદ ગમતો નથી. આપણે કયાં કોઇને મારવા જઇએ છીએ? આપણી પોતાની જ વસ્તુઓનો જ તો નાશ કરીએ છીએ. તેમાં કયાં હિંસા આવી ગઈ? અને કંઇ કરીએ તો પણ શું કરી શકીએ એમ છીએ? સરકારના સંગઠિત શસ્ત્રબળ આગળ આપણો શો હિસાબ?"

"પણ ભાંગફોડની નીતિ ગાંધીજી અને મહાસભાને માન્ય નથી. એટલે મહાસભાને નામે તે ન થઇ શકે. મહાસભા આજ વીસ વરસથી અહિંસાને વરેલી છે. એની એ નીતિને જરાયે ધોકો પહોંચાડે એવું કોઇ કામ આપણાથી ન થાય." બીજાએ કહ્યું.

"અત્યારસુધી મહાસભાને નામે કેટલાક યુવકોએ ભાંગફોડની પ્રવૃત્તિ આદરી તેનું શું?"

"તેમણે મહાસભાને નામે એ પ્રવૃત્તિ નહોતી આદરવી જોઇતી. એમ કરીને તેમણે ભારે ભૂલ કરી છે. તેમ કરવાનો તેમને કશો અધિકાર ન હતો. જો કે આમ કહીને તેમની સ્વતંત્રતાની ધગશ પર કોઇ ટાઢું પાણી રેડવા નથી ઇચ્છતું પણ તેમણે મહાસભાની પ્રતિષ્ઠાનો વિચાર કરવો જોઇતો હતો."

"બ્રિટને હિંદની પ્રજાને જે અન્યાય કર્યો છે. દેશમાં દમનનો જે નિરંકુશ દોર પ્રવર્તાવ્યો છે એનો કંઇક તો પ્રતિકાર કરવો જોઇતો હતો ને! તેમને આ માર્ગ સૂઝયો અને તેમણે તે પ્રમાણે કર્યું."

"મહાસભાની લાંબાકાળની અહિંસાની નીતિ સાથે સુસંગત કોઈ પ્રતિકારનો માર્ગ તેમને ન સૂઝે તો તેમણે ચૂપ બેસી રહેવું જોઇતું હતું એમ હું નથી કહેતો. સ્વતંત્રતાની ધગશવાળા યુવકો આવા દમનનો વિરોધ કર્યા વિના ન રહે એ સમજી શકાય એવી વસ્તુ છે. પણ મહાસભાને નામે તેની સ્વીકૃત નીતિની વિરોધી પ્રવૃત્તિ તો કોઇએ ન જ કરવી જોઇએ ને? કોઇ પણ છૂપી પ્રવૃત્તિનો ગાંધીજી અને મહાસભાએ હંમેશાં તિરસ્કાર કર્યો છે એ તમે નથી જાણતા?"

આ અને આવા પ્રકારની બીજી ચર્ચાઓમાં જ બેઠકનો ઘણો-ખરો વખત નિકળી ગયો અને પરિણામ કંઇ જ ન આવ્યું. શશિને આજની બેઠકમાં જવાથી માત્ર એટલું જ જાણવા મળ્યું કે અત્યાર

સુધી જેઓ સાથે મળીને કામ કરતા હતા તેમનામાં તીવ્ર મતભેદો ઊભા થયાં છે અને પક્ષાપક્ષીનું જોર વધ્યું છે. શ્રીમંતોને તો આ ફુગાવાના કાળમાં રુપિયા બેવડાઈ તેવડાઈને એમની તિજોરીમાં શી રીતે ભરાય તેજ જોવું છે. મજૂરોના "આગેવાનો"ને પણ દેશની સ્વતંત્રતા કે મજૂરોના પોતાના કાયમના હિતની વાત કરતાં પોતાના અને પોતાની સંસ્થાના ભવિષ્યની જ વધારે ચિંતા છે. મધ્યમવર્ગ તો હિંમત હારીને જ બેઠો છે અને સરકાર કે શ્રીમંતોની ખુશામત કરવા સિવાય બીજું એ કંઇ કરી શકે એવી સ્થિતિમાં નથી. એટલે થોડા વિદ્યાર્થીઓ બિચારા શું કરે ? તેઓને તો બિનજવાબદારમાં પણ ખપાવી દેવામાં આવે ! આવી નિરાશામય પરિસ્થિતિ જાણીને તેનું મન અત્યંત ખિન્ન થઇ ગયું. અને એવા ખિન્ન મને તે ઘેર ગઇ ત્યારે વિનોદને તેણે ધુંધવાયેલો અને આમતેમ ખાલી આંટા મારતો જોયો. વિનોદનું આ નવું રૂપ હતું. તેણે તેને કદી આવી ઉશ્કેરાયેલી સ્થિતિમાં જોયો ન હતો. તેણે શશિને જોતાં જ પૂછ્યું.

"આ જ ક્યાં પધાર્યાં હતાં ?"

આ સવાલ હતો તો સાદો પણ તેમાંના વ્યંગ્યને શશિ ન સમજી શકે એટલી મૂઢ ન હતી. તે એ કડવો ઘૂંટડો ગળી ગઈ અને તેણે ધીરેથી જવાબ આપ્યોઃ "આજ કાર્યકર્તાઓની મીટીંગ હતી. તેમાં મને પણ આમંત્રણ હતું એટલે ત્યાં ગઈ હતી."

"મને આ બાબતમાં તમને કશી વાત કરવાની પણ જરૂર જણાઈ નહિ ? મીટીંગમાં જતાં પહેલાં મને પૂછીને જવાની વાત તો પછી શેની જ હોય ?

"મારો તમારાથી કશું છુપાવવાનો ઈરાદો નહતો. હું એવી મીટીંગોમાં હંમેશથી જતી આવી છું, તેમ આ વખતે પણ ગઇ હતી. એમાં તમને પૂછવાનું શું હતું ?"

"પણ મેં એવી આશા નહોતી રાખી: આપણા લગ્ન થયાંને બહુ વખત થયો નથી. અને જે રીતે લગ્ન થયાં છે તે જોતાં મને એમ હતું કે તમે હવે આવા કામમાં ભાગ નહિ લો."

"એવું માનવાને મેં તમને કદી કોઈ કારણ આપ્યું નથી. તમે મારા આ કામમાં આડે નહિ આવો એમ જ હું માનતી હતી અને માનું છું."

"તો આપણે એ બાબતમાં એક બીજાને સમજવામાં ભૂલ કરી છે, જો કે એ પ્રશ્ન આપણે હજી સુધી કદી ચંર્ચ્યો જ નથી. પણ હવે તો તમે એ છોડશોને? આવા કામોમાં આપણામાંથી કોઈ સંડોવાય એમ હું ઇચ્છતો નથી.'"

"તમે આ કેવી માગણી કરો છો? તમે જાણો છો કે મારાથી એ કામ છૂટી શકે એમ નથી. મારા ઘર છોડવામાં એ કામ જ તો કારણ છે. અને એ જાણતા છતાં તમે મને એ કામ છોડવાનો આગ્રહ કરો છો એ કેવી નિષ્ઠુરતા?

આ મીઠા ઠપકાથી વિનોદ થોડો શરમાયો. તે ઘરસાં આમથી તેમ આંટા મારતો વિચારી રહ્યો: "એની વાત તો સાચી છે, પણ મારે એને સારૂ કેટલું વેઠવું? આમે આર્થિક સંકટમાં તો છીએ જ ત્યાં આવાં લફરાં વધારે છે એનું કોણ જાણે શું યે પરિણામ આવે? પણ એને રોકવી પણ શી રીતે? એ એમ કંઇ રોકાશે? હું તો કશામાંય માનતો નથી પણ એ તો સિદ્ધાંતવાદી છે અને વળી ચંદ્રકાન્ત જેવા એના મિત્રો છે. અને એને ચંદ્રકાંતનો ખ્યાલ આવ્યો એટલે એના દિલમાં એક પ્રકારની તીવ્ર વેદના એણે અનુભવી. એણે પૂછ્યું; "મીટીંગમાં ચંદ્રકાંત પણ આવ્યો તો હશે."

"હા, ચંદ્રકાંત પણ આવ્યા હતા."

"અહિં ક્યારે આવવાના છે?"

"ના, તેઓ અહિં આવવાના નથી. આજે જ અમદાવાદ પાછા જવાના છે. અઠવાડિયા પછી તેઓ વડોદરા આવશે ત્યારે અહીં આવશે."

"ત્યારે અઠવાડિયા પછી આવવાનું તેમને નિમંત્રણ આપી આવ્યાં છો ?"

"હા, અઠવાડિયા પછી તે વડોદરા આવવાના જ હતા એટલે મેં તેમને આપણે ત્યાંજ આવવા નિમંત્રણ આપ્યું."

"એમ ત્યારે તો બધું બરાબર ગોઠવીને આવ્યાં છો ?"

વિનોદ કંઇ સ્પષ્ટ વાત નહોતો કરતો છતાં તેના બોલવાનો ઝોક કઈ તરફ છે તે શશિને સમજાઈ ગયું. તેણે કહ્યું: "તમે આ શું બોલી રહ્યા છો? તમારે જે કંઇ કહેવું હોય તે સ્પષ્ટ કહો એટલે સમજાય."

"એમાં સ્પષ્ટ શું કહેવું હતું? પહેલાં ગમે તેમ હોય પણ હવે ચંદ્રકાંત તમારો ગમે તેવો મિત્ર હોય તો પણ તેનું બહુ આવવું જવું મને પસંદ નથી અને તે આપણી બાબતામાં દખલ કરે એ તો હું જરાયે ચલાવી નહિ લઉં. પૈસા માટે હું શું કરૂં છું અથવા કરીશ તેની સાથે એને શી લેવા દેવા? છતાં મારે ઘેર આવી એ મારૂં અપમાન કરી ગયો. એવું અપમાન હું ફરી કદી સહન કરવાનો નથી."

"એમાં અપમાનની શી વાત હતી. એને આપણા પ્રત્યે સહાનુભૂતિ હતી અને તેથી તેણે એ પૂછ્યું તેમાં બગડી શું ગયું?"

"બૈરાંઓને એ નહિ સમજાય. મને એની સહાનુભૂતિની જરાયે પરવા નથી"

વાત વધી રહી હતી અને તેની સાથે કડવાશ પણ વધતી જતી હતી. શશિને વાત હવે વિશેષ વધારવામાં કંઇ સાર ન લાગ્યો. એટલે તે ચૂપચાપ કપડાં બદલવા ચાલી ગઇ. અને વિનોદ પણ વાતચીતમાં રહેલી કડવાશ હવે સમજી શકયો હતો એટલે બહાર જવા નિકળી પડ્યો.

# પ્રકરણ અગિયારમું

## પતિપત્ની !

ઉપરની વાતને ત્રણેક દિવસ થઇ ગયા હતા. એ દરમ્યાન શશિની ગૂંગળામણ પણ વધતી જતી હતી. વિનોદ જાણે ચીડાયેલો ને ચીડાયેલો રહેતો હોય તેમ રહેતો હતો. તે ઘરમાં આવતો ત્યારે ઝીણી મોટી વાત પર બંને વચ્ચે કંઈ ને કંઈ ઝઘડા થયા વગર રહેતો નહિ અને તેવે વખતે વિનોદ શશિને કંઇ ને કંઇ મહેણાં મારતો. તેના દિલમાં ભોંકાય તેવી વાત તે ઘણી વખત કહેતો. આથી શશિ દુઃખી દુઃખી થઈ ગઈ હતી. તે બધું સહન કરતી. પણ તેને સાથે સાથે એ વિચાર પણ આવતો કે એ સહન કરવાની પણ કંઇ મર્યાદા તો હોવી જોઇએ ને ? અને તેમાં એક નવી પરિસ્થિતિ ઉભી થઇ હતી. તેને વહેમ હતો કે તે સગર્ભા થઇ છે. પડોશીઓએ પણ એની એ ધારણા બરાબર હોવાનું તેનામાં ઠસાવ્યું હતું. એટલે તેને સંકટને સમયે મદદ કરનાર વિનોદ હવે તેની સાથે લગ્નગ્રંથીથી જોડાયેલો માત્ર તેનો પતિ જ નહિ પણ તેના ગર્ભમાં રહેલા બાળકનો પિતા પણ હતો. વિનોદને હજી તેની એ સ્થિતિની ખબર નહોતી. તેણે એ વાત હજી સુધી તેને કરી નહોતી કારણ અત્યાર સુધી તેને એ બાબતની પૂરી ખાત્રી નહોતી અને હવે જ્યારે તેને ખાત્રી થઇ છે ત્યારે વિનોદ ઘરમાં આવે છે પણ એવો અકળાયેલો રહે છે કે તેની સાથે કંઇ વાત કરવાની તેની હિમ્મત પણ નથી ચાલતી.

તે એ સમજતી હતી કે વિનોદ જેણે કદી આર્થિક કષ્ટ વેઠ્યું નહોતું તે આજે ભારે તંગી અનુભવી રહ્યો છે અને તે એનાથી સહન નથી થતું. એ તંગીનું મુખ્ય કારણ શશિજ હતી અને તેથી તે તેના તરફ ચીડાયેલો રહે એ સ્વાભાવિક હતું. પણ વિનોદનું અભિમાન તેને એ સ્પષ્ટપણે સમજવા દે એમ ના હતું. શશિના

ઘરમાં ને બહાર અનેક વાંક તેને દેખાતા પણ તેનો આ જે મૂળ વાંક તેને તે કબૂલ કરવા તૈયાર ન હતો. શશિ તે સમજતી હતી એટલે સહન કરે જતી હતી. તેના જેવી સ્વતંત્ર વિચારની છોકરી કદી સહન ન કરી શકે તેવી બાબતો પણ મૂગે મોઢે સહન કરતી હતી અથવા ગમે તે રીતે ટાળો દેતી હતી. પણ આવું ક્યાં સુધી નભાવી શકાય એ તેને સારુ મોટો સવાલ હતો. આ વસ્તુનો જો કંઇ નિકાલ લાવવામાં ન આવે તો બંનેનો તેજોવધ થાય અને તેથી બંનેની જિંદગી બરબાદ જાય એવો સંભવ હતો. શશિને આજે તો પોતાની જિંદગી કરતાં વિનોદની જિંદગી, પોતાના ગર્ભના સંતાનના પિતાની જિંદગી વધારે વહાલી હતી. એથી તેણે તે દિવસે નિશ્ચય કરી વિનોદને કહ્યું; "મારાથી તમારૂં દુઃખ હવે જોવાતું નથી. તમે તમારે ઘેર ચાલ્યા જાઓ. હું તો મારૂં ગમે તેમ કરી ફોડી લઇશ, મારી કશી ચિંતા તમે કરશો નહિ."

"વળી પાછી તેં આ વાત કાઢી ? મેં તને કેટલીયે વાર તો કહ્યું છે કે તારે આવી વાત કાઢવી નહિ. તેથી મારૂં મન દુઃખાય છે. હું તને એમ મૂકીને શી રીતે ચાલ્યો જાઉં ?"

"એમાં શું ? હું યે થોડું ઘણું ભણી છું અને મારો રસ્તો કાઢી શકું એમ છું. હું તમને મને મૂકી જવા માટે કદી દોષ નહિ દઉં અને જ્યારે સારો વખત આવશે અને તમે મને બોલાવશો તો હું જરૂર તમારી પાસે દોડી આવીશ."

"પણ મારા પિતાએ તો મારૂં મોઢું પણ ન જોવાનો નિશ્ચય કર્યો છે. ઘેર શી રીતે જઈ શકું ?"

"એ તમારો ખ્યાલ ખોટો છે. જે કારણે તેમણે તમારો ત્યાગ કર્યો છે તે કારણ નહિ હોય એટલે તેઓ પોતાના એકના એક દીકરાને તરછોડી શકશે નહિ. અને તમારાં માતાનાં આંસુઓ પણ કંઇક કામ તો કરશેજ. તમારાં માતા બિચારાં કેટલાં દુઃખી થતાં

હશે ! એ વિચારથી તો રાત્રે મને કેટલીક વખત ઊંઘ પણ નથી આવતી. મારાં માતા પિતા પણ મને એવે વખતે સાંભરે છે. પણ મારે માટે તો બીજો માર્ગ જ નથી."

"માતા તો ખૂબ યાદ આવે છે. પણ પિતાનો ક્રોધ શાંત કરવા જેનો મેં હાથ ઝાલ્યો છે તેને છોડીને હું જાઉં એ બનવા જોગ નથી. હું એવો કાપુરૂષ નથી. હવે તારે કદી એવી વાત ઉચ્ચારવી પણ નહિ."

"કેમ ન ઉચ્ચારવી ? આજ કેટલાયે દિવસથી હું જોઉં છું કે તમારૂં મગજ તપેલું ને તપેલું રહે છે, શરીર પણ સુકાતું જાય છે. બહાર કે ઘરમાં તમને ક્યાંયે ચેન પડતું દેખાતું નથી. એ બધું શેને માટે ? હું હવે તમને એવી સ્થિતિમાં વધારે દિવસ જોવા તૈયાર નથી. તમારે ઘેર પાછા જવું જ પડશે."

"અને તું અહીં એકલી રહીશ ?"

"હા, હું અહીં એકલી રહીશ અને આપણા સારા દિવસોની રાહ જોઈશ. મારા ગુજરાન જોગું મેળવવામાં મને વાંધો નહિ આવે. મને સેવાનું ગમે ત્યાં કામ મળી રહેશે. મારી કશી ચિંતા કરશો નહિ."

"ચિંતા કરવાથી થોડી જ થાય છે. તું અહીં ગમે તેવા કષ્ટમાં દિવસો વિતાવે ને હું ઘેર જઈ આનંદ કરૂં એ શી રીતે બનશે ? એના કરતાં આપણે ન પરણ્યા હોત તોજ સારૂં હતું"

"હા, ન પરણ્યા હોત તો જ સારૂં હતું, એમ આજે મને પણ લાગે છે. પણ હવે જે થયું તે ન થવાનું હતું ? અને તમને ખબર નથી પણ આપણો એ સંબંધ તો બીજી રીતે પણ દઢ થઈ ગયો છે." એમ કહી શશી શરમાઇ ગઇ."

"તે કેવી રીતે ?"

"તમે કંઈ સમજતા નથી. આજ બે મહિના થયાં હું દૂર બેઠી નથી." તેણે શરમાતાં શરમાતાં કહ્યું.

વિનોદને હવે સમજણ પડી કે શશિ શું કહેવા માંગે છે. તેણે શશિને પોતાની સોડમાં લીધી અને કહ્યું; "અને છતાં તું મને તને છોડી ઘેર જવાનું કહે છે? એ હવે બનવું અશક્ય છે."

"કંઈ જ અશક્ય નથી. આજે આપણે સાથે રહી બંનેનો તેજોવધ કરી રહ્યાં છે. એમાં કંઈ જ ફાયદો નથી. આર્થિક તંગીને કારણે તમારૂં મગજ ઠેકાણે નથી રહ્યું. તમે મને એક દિવસ પણ તમારા વિશ્વાસમાં નથી લીધી અને ચંદ્રકાન્તની બાબતમાં વહેમની દૃષ્ટિ રાખી તમે મને ભારેમાં ભારે અન્યાય કર્યો છે. પણ હું તો એ બધું ભૂલી ગઇ છું."

"એટલે તું અત્યારની આર્થિક તંગીથી કંટાળી ગઇ છે એમજ ને?"

"ના, એમ નહિ, મારાથી તમારૂં કષ્ટ જોવાતું નથી. અને તેથી જ હું તમને ઘેર જવાનો આગ્રહ કરૂં છું.

"પણ તે હવે કદી નહિ બને. ગમે તેવા સંજોગોમાં પણ હવે તો આપણે સાથે જ રહેવાનું છે. મારાથી તને અન્યાય થયો હશે. પણ તું એ ભૂલી જઇશ એટલે પાછો આપણો સંસાર સુખી થશે."

## પ્રકરણ બારમું

### શશિ પકડાઈ

ઉપરના પ્રકરણમાં જણાવેલી વાતચીતને પરિણામે વિનોદ એમ માનતો હતો કે શશિને તેણે મનાવી લીધી છે અને હવે તે તેને ઘેર પાછી મોકલવાનું નામ નહિ લે. પણ તેણે પણ હવે કંઈ આજી-વિકા અર્થે પ્રયત્ન કરવો જોઇએ. વેપાર તો તે કરી શકે એમ ન હતું કારણ તેની પાસે તેને સારૂ જોઇતી મૂડી ન હતી અને પિતા પાસેથી તે મંગાવી શકે એમ પણ ન હતું. એટલે તેણે નોકરી માટે

શોધ કરવા માંડી હતી. પણ નોકરીઓ એમ રેઢી પડી હોતી નથી. અને જેણે કશું કામ કર્યું નથી, જેને કશા કામની આવડ નથી તેને એમ નોકરીએ રાખે પણ કોણ? નિત તે જુદી જુદી જગ્યાએ જઈ નોકરી માટે ફાંફાં મારતો હતો. પણ હજુસુધી તેની કંઈ કારી લાગતી નહોતી. પરિણામે ધણિધણિયાણી બંનેની મૂંઝવણ વધતી જતી હતી. શશિ વિનોદની વાતો સાંભળી સાંભળી ચિંતાતુર બની હતી. તેને આખા સમાજ સામે ફરિયાદ કરતો સાંભળી અને તે પણ જેવી તેવી નહિ અતિ કટુ ફરિયાદ કરતો સાંભળી તેને ઘણી વખત થતું કે આ કડવાશ વિનોદને ક્યાં લઈ ફેંકશે, અને તે શું કરશે? આ ચિંતા તેને સતાવતી હતી. તેણે એક બે વખત તેના પુરુષાર્થને ઉત્તેજિત કરવાનો પ્રયત્ન કરી જોયો પણ તેમાં તે સફળ થઇ નહિ. શા રીતે સફળ થાય? અત્યાર સુધી એના જીવનમાં એને જે જોઇએ તે વગર પુરુષાર્થે એની સામે આવી જતું હતું. અને આજે તેમ થતું નથી એ જોઇ એને જ તેને સારૂ કંઈ પુરુષાર્થ કરવો જોઇએ એ શીરીતે સૂઝે. એને તો એ પરિસ્થિતિને સારૂ જવાબદાર સમાજ કે વ્યક્તિઓ પ્રત્યે ચીડ આવે એ જ સ્વાભાવિક હતું. કારણ માતા પિતાના લાડકોડને પરિણામે તેનું આ બાબતમાં બાળકોના જેવું જ માનસ રહ્યું હતું. અને તે શશિને પણ કંઈ કામ શોધી કાઢી તે કરવા જવા દેવા તૈયાર ન હતો. એટલે સંજોગો ઘણા જ વિકટ થઇ પડ્યા. શશિને એમાંથી શા રીતે માર્ગ કાઢવો તે સમજાતું નહોતું. એવામાં ચંદ્રકાંત આવી પહોંચ્યો.

ચંદ્રકાંત આગળ તે બધી વાત સ્પષ્ટરૂપે મૂકી તેની સાથે આ બાબતમાં ચર્ચા કરવા ઇચ્છતી હતી. તેને ચંદ્રકાંતમાં વિશ્વાસ હતો કે તે તેને યોગ્ય સલાહ જ આપશે. પણ વિનોદને જો એ ખબર પડે કે તેણે ચંદ્રકાંત પાસે આવી ઘરની વાતો કરી છે તો તે ચીડાયા વગર રહે નહિ. અને વિનોદથી છાની રીતે તેનું ચંદ્રકાંતની સલાહ લેવી કે નહિ તે વિષે આજે તે સંકોચ અનુભવી રહી હતી.

પણ સ્થિતિ એવી વિષમ હતી, તેની મૂંઝવણ એટલી વધી ગઈ હતી કે તેને ચંદ્રકાંત જેવા મિત્રને પોતાના વિશ્વાસમાં લઈ તેની આગળ પોતાનું મન ખુલ્લું કરી હલકા થઇ જવાની અને બને તો કંઇ માર્ગ શોધી કાઢવાની ખાસ જરૂર લાગી. તેથી તેણે નછૂટકે ચંદ્રકાંતને બધી વાત કરી અને સલાહ માગી. પણ ચંદ્રકાંત એમાં શું સલાહ આપે? તેણે કહ્યું: "આમાં હું શું સલાહ આપું? વિનોદ તો આ બાબતમાં મારી સાથે કંઈ પણ વાત કરવાનું પસંદ નહિ કરે. અને તેની આજની માનસિક સ્થિતિ જોતાં તેને આપણે કંઇ પણ કહેવા જઇશું તો તે ચીડાશે. આજે એને ચીડવવામાં કંઇ સાર નથી. એટલે અત્યારે તો મને આ બાબતમાં કંઈ બોલવા જેવું લાગતું નથી. કામ અપાવવાની વાત કરવાં જતાં પણ એ છંછેડાઈ જશે. અને તેથી મારી સલાહ તો એ છે કે હમણાં કંઇ બોલવું નહિ અને જેમ ચાલે છે તેમ ચાલવા દેવું. તમારૂં કષ્ટ અને માનસિક યાતના મને સમજાય છે. પણ તમારે તે સહન કર્યા વગર છૂટકો નથી."

"હું સહન તો કરી જ રહી છું. પણ એ મારાથી ક્યાંસુધી સહન થશે એ જ તો સવાલ છે."

"તમે ધીરજ રાખો. બારે દહાડા એમ નથી ચાલવાનું. વખત વખતનું કામ કરે જશે અને કંઇ ને કંઇ માર્ગ જરૂર નિકળી આવશે."

"ધીરજ રાખીને તો બેઠી છું. જોઇએ આમાંથી શી રીતે નિભાવ થાય છે?"

"ગભરાશો નહિ. છેવટે બધું સારૂં જ થશે."

"મારી કથા તો બહુ લાંબી ચાલી. જે થવાનું હશે તે થશે. તમે ત્યાંના તો કંઈ સમાચાર આપો. આપણા મિત્રો બધા શું કરે છે. અને કામ કેમ ચાલે છે, ?"

અત્યારે તો કામ શું ચાલવાનું હતું ? બધા જ ઠંડા થઈને બેસી ગયા છે. ૨૬ મી જાન્યુઆરી નજદીકમાં છે. પણ તે દિવસે

સરઘસની આગેવાની લેવા કોઈ તૈયાર થતું દેખાતું નથી. જોઈએ છીએ શું થાય છે?"

"આ વખતે શશિને કંઈક વિચાર આવી ગયો. તેની આંખો ચમકી ઉઠી. તેણે કહ્યું: તે દિવસે હું અમદાવાદ આવું અને સરઘસની આગેવાની લઉં તો કેમ?"

" તમે આવો તો તો ઘણું સારૂં. પણ વિનોદ તમને આવવા દેશે ? એને આ બધાં કામ ગમતાં નથી. તેમાં એની માનસિક સ્થિતિ તો તમે હમણા કહી તેવી છે. એટલે કદાચ એનું પરિણામ બહુ સારૂં નહિ આવે. "

" પરિણામ વિષે તમે કંઈ ચિંતા કરતા નહિ. મેં એમને કહ્યું જ છે કે હું મારૂં કામ છોડવાની નથી. અને આ તક મને જતી કરવા જેવી લાગતી નથી. "

" ચળવળ અત્યારે મંદ પડી ગઈ છે એટલે જેમને પકડે છે તેમને તરત છોડી તો દે છે. સ્ત્રીઓને તો પકડતા પણ નથી. પણ મને લાગે છે કે તમને તો પકડશે પણ ખરા અને કદાચ બે ત્રણ મહિના સારૂ જેલમાં પણ લઈ જાય. "

" તો તે એક રીતે સારૂં જ થશે. મિત્રો જાણશે કે મેં મારૂં કામ છોડ્યું નથી. અને અત્યારની માનસિક યાતનામાંથી હું થોડા સમય માટે પણ બચી જઈશ અને વિનોદ પણ ચીડાઈને કે સમજીને પાછો ઠેર જશે કે પોતાને સારૂ કંઈ બીજો રસ્તો કાઢશે."

" તમારી વાત એક રીતે સાચી છે. જેલનું જોખમ તો કંઈ જ નથી. પણ તમારો નવો ઘરસંસાર જોખમાઈ જવાનો મને ભારે ભય લાગે છે. "

" પણ મારે તેવું જોખમ ખેડવું છે. સિદ્ધાંત સિવાયની દરેક બાબતમાં મેં અત્યાર સુધી વિનોદનું મન રાખવાનો પ્રયત્ન કર્યો છે. પણ સિદ્ધાંતની બાબતમાં મને મક્કમ રહેતાં આવડે છે, એની વિનોદને યે સમજણ તો પડવી જોઈએ ને ! "

૨૬ મી જાન્યુઆરી આવી પહોંચી. વિનોદ ગુસ્સે થયો, ચીડાયો, તેણે ઘરમાં ઘણા ધમપછાડા માર્યા પણ શશિ માની નહિ. તે અમદાવાદ ગઇ અને ત્યાંના સરઘસની તેણે આગેવાની લીધી. પરિણામે તે પકડાઇ પણ ખરી. પણ ચંદ્રકાંત ધારતો હતો તેમ તેને છોડી નહિ. કારણ તે જૂની અને જાણીતી કાર્યકર્તા હતી. અધિકારીઓએ તેને થોડો વખત અટકમાં રાખવાનું જ યોગ્ય માન્યું અને તેને સાબરમતી જેલમાં મોકલી આપવામાં આવી.

વિનોદ શશિના આમ જવાથી બહુ જ નિરાશ થયો હતો. તેણે માન્યું કે તેનો અને શશિના સંબંધનો હવે અંત આવી ગયો છે. શશિ તરફ આકર્ષાઈને તેણે કેવું ઉતાવળું અને મૂર્ખાઈભરેલું પગલું ભર્યું હતું. આજે તેની જીંદગી બધી કથળી ગઈ. શશિએ તેને છોડી દીધો છે. અને તે હવે ઘેર જઇ શકે એવી સ્થિતિમાં પણ નથી. પિતાને તે શી રીતે પોતાનું મોઢું બતાવી શકે? અને પિતા જ્યાંસુધી બોલાવે નહિ ત્યાંસુધી ઘેર જવામાં તેને શરમ અને અપમાન લાગતાં હતાં. પૈસાની તંગીથી તે કંટાળી ગયો જ હતો. તેમાં આ બનાવ બન્યો તેથી તે ઘણો નાસીપાસ થયો. એ જેને પોતાના મિત્રો ગણતો હતો તેમણે તો એના કાગળનો જવાબ પણ આપ્યો નહતો, એટલે એવા બેવફા મિત્રો સાથે તે કશો સંબંધ રાખવા ઇચ્છતો ન હતો. આવા સંજોગોમાં માણસ શું કરે? સાવ દુર્બળ પ્રકૃતિનો માણસ હોય તો તેને આવી લાચાર સ્થિતિનો અનુભવ થતાં પોતાના પિતા પાસે જઇ તેમના ચરણમાં પડી માફી માગે. પોતાની થયેલી ભૂલને માટે પસ્તાવો કરે અને આ રીતે પાછી ઘરની હૂંફ મેળવી મોજ (!) કરે. પણ જેનામાં કંઇક પણ સ્વમાન હોય, શરમનો છાંટો હોય, અને પોતે જાણી વિચારીને કરેલી ભૂલને માટે પોતે જ જે કંઈ માથે આવે તે ભોગવી લેવા તૈયાર હોય તે શું કરે? તેનામાં સિદ્ધાંતનું બળ અને તેને વળગી રહેવાની દૃઢતા હોય તો તો તે આખા સમાજ સામે પણ પોતાની હલકો નહિ પડવા દે અને ઝઝૂમશે. પણ વિનોદ જેવાઓ

જેનામાં એ બળ કે દઢતા નહોતાં છતાં સ્વમાનની લાગણી નહોતી એમ નહોતું તેઓ તો સમાજની ઉપેક્ષા સહન ન કરી શકાય ત્યારે યા તો ક્યાંક ચાલ્યા જાય અથવા આત્મહત્યા દ્વારા પણ તેમાંથી પોતાનો છૂટકો મેળવી લે. વિનોદમાં આત્મહત્યા કરવા માટે જે ઠંડી તાકાત જોઇએ તે ન હતી. અને આપણા સંસ્કારો પણ એવા છે કે આત્મહત્યા કરવા દે એમ નથી. આપણે આત્મહત્યાને મહાન પાપ માનીએ છીએ જો કે દુનિયામાં એવા દેશો પડ્યા છે કે જેઓ તેમાં ગૌરવ માને છે અને તેને પ્રતાપે આજ દુનિયામાં બહાદૂર પ્રજા ગણાય છે. પણ આપણી વાત જૂદી છે. આપણે શરીરના નાશથી બહુ બીએ છીએ. મનનો, બુદ્ધિનો, આત્માનો, કુલના કે દેશના ગૌરવનો આપણે નાશ થવા દઇએ છીએ, તેને માટે આપણને એટલું બધું લાગતું નથી. પણ શરીરના નાશનો પ્રસંગ ઊભો થાય ત્યારે આપણે ગભરાઈ જઈએ અને આપણી એ કાયરતાને પ્રતાપે ૪૦ કરોડની આપણી પ્રજા હોવા છતાં એક મુઠ્ઠીભર અંગ્રેજો આપણા પર રાજ્ય કરી રહ્યા છીએ, અને એ ગુલામીમાં આપણે રાચીએ છીએ.

વિનોદે શશિ ગઇ તેને બીજે દિવસે જ વડોદરા છોડી દીધું હતું. તે ક્યાં ગયો તેની તેણે કોઇને ખબર આપી ન હતી. તે આપવા પણ ઇચ્છતો ન હતો. તેણે પોતાના મનથી જૂના બધા જ સંબંધોનો ત્યાગ કર્યો હતો. અને આ ભવાટવીમાં એકાકી રીતે ગમે ત્યાં ભટકવાનો, ગમે તેમ કરી રહેવાનો નિશ્ચય કરી તે નિકળી પડ્યો હતો.

# પ્રકરણ તેરમું

## વિનોદની શોધ

શશિ અમદાવાદ આવી અને ત્યા તે પકડાઇ તથા જેલમાં ગઇ, અને વિનોદ તેને બીજે દિવસે જ વડોદરા છોડી ક્યાંક ચાલ્યો ગયો છે એવા સમાચાર જ્યારે વિનોદની માતાને મળ્યા ત્યારે તે પ્રેમાળ માતાને સખ્ત આઘાત લાગ્યો, વડોદરામાં તે હતો ત્યારે તેને તેના અવારનવાર કંઈ ને કંઈ સમાચાર મળતા રહેતા હતા. પણ હવે

તો વિનોદ કોણ જાણે ક્યાંયે ચાલ્યો ગયો હશે. તેણે કોઇનેય તે વિષે ખબર આપ્યા નહોતા તેથી કોઇનીયે પાસેથી તેના સમાચાર મેળવી શકાય એમ ન હતું. આથી તેના પર અતિશય પ્રેમ રાખનારી માતાને અનેક અનિષ્ઠ કલ્પનાઓ આવવા લાગી અને તે ચિંતાનું તેના મગજ ઉપર એટલું બધું દબાણ થયું કે તે માંદી પડી ગઈ. તેને ઝીણો તાવ આવવા લાગ્યો, તેમાંથી છાતીનો દુઃખાવો શરૂ થયો, અને પછી તો પથારી વશ થઇ ગઈ. તાવની લવારી ચાલે ત્યારે તે વિનોદનેજ તેમાં યાદ કરતી હતી. અને જ્યારે ડાકટરોએ તેને ન્યુમોનિયાની અસર હોવાની શંકા દર્શાવી ત્યારે તો વિનોદના પિતા પણ ગભરાઇ ગયા. તેમને પણ લાગ્યું કે આવે વખતે વિનોદની હાજરીની જરૂર છે. અને તેમણે વિનોદને શોધી કાઢવાના જેટલા પણ ઉપાય થઇ શકે એમ હતા તેટલા બધા અજમાવી જોયા. તેના એકેએક મિત્રને પૂછી વળ્યા. વડોદરા માણસ મોકલીને તપાસ કરાવી. જેલમાં શશિને પૂછાવી જોયું, પણ તેનો કશાથી યે પત્તો લાગ્યો નહિ. હવે માત્ર એક જ ઉપાય બાકી હતો અને તે છેવટનો ઉપાય પણ તેમણે અજમાવી જોવાનું વિચાર્યું.

એક દિવસે મુંબઈ અમદાવાદના બધાં જ ગુજરાતી છાપાઓમાં નીચે પ્રમાણે જાહેર ખબર આવી:

**ચિ. વિનોદ,**

તમે વડોદરાથી ચાલ્યા ગયા પછી તમારા મિત્રો પણ તમારા ખબર કે સરનામું આપી શકતા નથી. આથી તમારી ચિંતામાં ને ચિંતામાં તમારાં માતા માંદા પડ્યાં છે. તે અત્યારે પથારીવશ છે અને તમને ઝંખ્યા કરે છે. ડાકટરો ન્યૂમોનિયા હોવાનું જણાવે છે અને તેમના મગજ પરનો બોજ જે તમારા જતા રહેવાને કારણે છે તે ઓછો નહિ થાય તો પરિણામ બહુ ખોટું આવશે એમ કહે છે. માટે તમે જ્યાં હો ત્યાંથી તરત જ ઘેર ચાલ્યા આવશો.

તમારો દુઃખી પિતા,

**ધનવંતરાય.**

મુંબઇમાં વિનોદના વાંચવામાં આ જાહેરખબર આવી. તે કુપુત્ર હતો પણ એવો નિષ્ઠુર ન હતો કે આવી પ્રેમાળ માતાની ગંભીર માંદગીના સમાચાર સાંભળી બેસી રહી શકે. તેણે તરત જ અમદાવાદ આવવા માટે તૈયારીઓ કરવા માંડી, અને તે જ દિવસે સાંજના મેલમાં ઉપડી ગયો.

મુંબઈમાં થોડા દિવસ એ રહ્યો તેમાં એના ખૂબ હાલહવાલ થયા હતા. એણે એ દિવસો કેમ ગુજાર્યા, એ તેનું મન જ જાણે છે. પાસેની બધી કીમતી વસ્તુઓ વેચી એણે અત્યાર સુધી ચલાવ્યું હતું. ખાવાપિવાનું કશું ઠેકાણું ન હોવાને લીધે તેની તેના મન પર અને પરિણામે તન પર પણ ગંભીર અસર થઈ હતી. એટલે જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે શરીર એટલું બધું કૃશ અને સુમ્ન એવું નિસ્તેજ થઇ ગયું હતું કે તેને કોઇ સહેલાઇથી ઓળખી શકે એમ ન હતું. અને ગાડીમાં આખી રાત ભીડને લીધે, પુરતી બેસવાની પણ જગ્યા નહોતી ત્યાં આંખ મીંચવાવારો પણ શેનોજ આવે? અને માણસો ઉપર માણસો ડબ્બામાં પેસતા હોવાને કારણે ગૂંગળામણ પણ અનુભવવી પડતી હતી અને તેથી એની અસરથી એનું મગજ બહેર મારી ગયું હતું. કપડાં પણ મેલાં અને અરધા ફાટેલાં હતાં. ઘરનાં માણસો મને શું કહેશે? પિતા પાસે કેવી રીતે જઇશ? માતાનું મોઢું જોવાનું મળશે કે નહિ? વગેરે વિચારોમાં તે બાવરી આંખે આમથી તેમ જોઈ રહ્યો હતો. તે વખતે એને જે જુએ તેને એની દયા આવ્યા વગર રહે નહિ એવી એની સ્થિતિ હતી.

આવી સ્થિતિમાં ચાલ્યા આવતા વિનોદ પર ઘરના જૂના નોકરની પહેલી દષ્ટિ પડી. તેના નાના શેઠ ઉપર તેને પ્રેમ હતો, એટલે તેની આવી દશા જોઈ તેને ઘણું લાગી આવ્યું. તેણે દોડીને તેના હાથમાંથી થેલી લઈ લીધી અને કહ્યું: "વિનોદભાઇ, તમારી આ શી દશા થઈ છે?" પણ આટલું બોલતાં બોલતાં તો તેને ગળે ડૂમો ભરાઈ આવ્યો, આંખમાં પાણી ભરાઈ આવ્યું.

વિનોદે તેને પૂછ્યું: "પિતાજી ક્યાં છે. બાને કેમ છે.?"

"મોટા શેઠ તો હમણાં જ બેઠકમાં ગયા. માતાજીને અત્યારે કંઈક ઊંઘ આવી છે. હું શેઠને ખબર કરી આવું છું."

નોકર શેઠને ખબર કરવા ગયો. પણ વિનોદ તો ઘર બહાર જ ઉભો રહ્યો.. તેની ઘરમાં પગ મૂકવાની હિંમત નહોતી પડતી.

વિનોદ આવ્યો છે એ જાણી એના પિતા જાતે ઉઠી બહાર આવ્યા, તેઓ દૂરથી જ વિનોદની દશા જોઈને થંભી ગયા. તેમનું દિલ રડું રડું થઈ રહ્યું. આંખમાં વાત્સલ્ય ઉભરાઈ રહ્યું હતું પણ મોંમાંથી એક શબ્દ પણ તે ઉચ્ચારી શક્યા નહિ.

વિનોદ પિતાને જોઈને સ્થિર રહી શક્યો નહિ. તેણે તેમના ચરણમાં પોતાનું મસ્તક મૂકી દીધું. પિતાએ તેને હાથ પકડી ઉઠાડ્યો. બંનેની આંખમાંથી આ વખતે આસુઓ ચાલ્યા જતાં હતાં.

ડાક્ટર આવ્યા ત્યારે તેમની રજા મેળવી વિનોદને તેની માતા પાસે જવા દેવામાં આવ્યો. માતાને તે પહેલા વિનોદ આવ્યાના સમાચાર આપ્યા જ હતા. પણ તેમણે અર્ધભાનમાંજ એ સમાચાર સાંભળ્યા હતાં અને વિનોદને પણ એવી જ દશામાં જોયો. માતાની આ સ્થિતિ જોઈ વિનોદને ખૂબ લાગી આવ્યું. તેમની આ સ્થિતિ માટે તે પોતાને જવાબદાર માનવા લાગ્યો. તે પોતાની ઓરડીમાં, જે અત્યારસુધીમાં તેને સાફ સાફ કરાવી દેવામાં આવી હતી તેમાં જઈ બરાબર એક કલાક સુધી રડયો હશે ત્યારેજ તેનું મન કંઈક શાંત થયું. પછી તો તે એકાગ્રમનથી માતાની સેવાસુશ્રૂષામાં લાગી ગયો. આખો દિવસ ને રાત તે તેની પાસે જ રહેતો: દવાદારૂ તેજ પાતો તેની ઝીણામાં ઝીણી ઇચ્છા સમજી લઈ તે પ્રમાણે તેને સંતોષ અને આરામ આપવાનો તે પ્રયત્ન કરતો હતો. પરિણામે ડાક્ટરને અને તેની દવાઓને યશ મળ્યો. ડાક્ટરોએ વિનોદની સુશ્રૂષા વખાણી અને ઘરમાં આનંદનું વાતાવરણ જામી ગયું.

# પ્રકરણ ચૌદમું

## સંસારની વિચિત્રતા

પણ વિનોદ આવા સુખમય વાતાવરણમાં પણ શશિને ભૂલી શક્યો નહિ તે તેને વારે વારે યાદ આવતી હતી. તેનો મધુર વ્યવહાર, તેની સહનશીલતા અને પ્રેમનું સાચું સ્વરૂપ હવે તેને સમજાતું હતું. તે તેને પોતાને એકલી મૂકીને પણ તેને ઘેર પાછા જવાનો આગ્રહ કરતી હતી તેનું કારણ હવે તે કલ્પી શકતો હતો. પણ શશિના એવા નિસ્વાર્થ વ્યવહારનો બદલો તેણે શું આપ્યો હતો ? તેણે તો તેને અન્યાય જ કર્યો હતો, કટુ શબ્દોથી ઘણી વખતે તેનું મન તેણે વિંધ્યું હતું. પણ તેણે એ કદી ગણકાર્યું નથી. તે તો પોતાને તેના ઉપકારતળે દબાયેલી માનતી હતી અને તેને સારૂ ગમે તેવો ત્યાગ કરવા પણ તૈયાર હતી અને 'તે મને છોડી અમદાવાદ આવી અને જેલમાં ગઇ તેની પાછળ પણ હું ઘેર પાછો જઇ પિતાની દયામાં ભળી સુખી થાઉં એ ઉદ્દેશ કેમ ન હોય !' આ વિચાર તેને આવ્યો ત્યારે શશિ માટે તેનું અંતઃકરણ દ્રવવા લાગ્યું અને તેની સાથે તેની આંખ પણ દ્રવવા લાગી. પણ શશિએ પોતે પોતાનો માર્ગ શોધી લીધો હતો. એટલે જ્યાંસુધી તેના તરફથી કંઇ સૂચના ન થાય ત્યાંસુધી પોતે કંઇ જ કરવા માંગતો નહતો.

પોતના થોડા મહિનાઓના એકાકી નિવાસમાં તેને પોતાની આર્થિક લાચારીનો જે અનુભવ થયો હતો એને પરિણામે હવે કંઇ ધંધે વળગવાનું પણ તેને મન હતું અને કંઇ કામ મળતાં આવા નકામા વિચારોમાંથી પણ મનને વાળી શકાશે એવા ખ્યાલથી પિતાની મદદથી એણે કાપડની દલાલીના કામમાં માથું મારવા માંડયું હતું.

એના પિતા એ ધંધે વળગ્યો અને ત્યાં ધ્યાન દઇને કામ શીખે છે અને કરે છે એ જાણી ખૂબ રાજી થયા. પણ ઘણી વખત એને ખિન્ન થયેલો એ જોતા અને તેથી તેમણે એના મનમાં શું ઘોળાઇ રહ્યું છે તે જાણવા માટે એના મિત્રો મારફત પ્રયત્ન કરી જોયો. એમાં એમને જાણવા મળ્યું કે શશિ પ્રત્યે એને પ્રેમ છે, આકર્ષણ

છે. એ ફરી કદી પરણશે નહિ. શશિ ભલે એનો ત્યાગ કરે પણ શશિનો એ ત્યાગ કરી શકશે નહિ. શશિ સગર્ભા હોવાનું પણ તેમણે આ વાતચીતથી જાણ્યું. તેમણે એ પણ જાણી લીધું કે વિનોદ જાતે શશિ પાસે મહેલ કરીને કદી નહિ જાય. જોકે વિનોદ એમ માને છે ખરો કે શશિ તેને છોડીને ચાલી આવી તેમાં તેનો હેતુ હતો તે ઘેર જાય અને જે કષ્ટ તે વડોદરામાં રહી ભોગવી રહ્યો હતો તેમાંથી બચે. છતાં તેથી તેના અભિમાન ઉપર જબરજસ્ત ફટકો પડ્યો હતો અને તેથી તે તેને ક્ષમા કરવા તૈયાર નહતો.

શશિને જ્યારે ત્રણેક મહિના પછી છોડવામાં આવી ત્યારે તેને વિનોદ ઘેર પહોંચી ગયાના અને ધંધે વળગી ગયાના સમાચાર મળી જ ગયા હતા. પણ હવે તે તેના જીવનમાં વિક્ષેપરૂપ થવા ઈચ્છતી ન હતી. એટલે એકાદ બે દિવસ તો તે તેના એક સ્ત્રીમિત્રને ત્યાં રહી. પછી તેણે એક ઓરડી ભાડે રાખી લીધી અને તેમાં રહેવા લાગી. એની પાસેની નાની મોટી જણસો વેચી તેણે કંઇ રકમ ભેગી કરી હતી તેમાં કરકસરથી રહે તો તે છ મહિના સુધી સહેલાઇથી નભાવી શકે એમ હતું અને તે અરસામાં તેને પ્રસવ થઇ જતાં તે તેમાંથી ઉઠે ત્યારે ગમે તે કામ મેળવી લેવાની આશા રાખતી હતી. તેના કેટલાક મિત્રો તેને પૈસાની જોઇએ તો મદદ કરવા તૈયાર હતા પણ તે તેવી કોઈની મદદ સ્વીકારવા તૈયાર ન હતી. ચંદ્રકાંતની પણ નહિ. વિનોદ તો પોતાના અભિમાનમાં ને અભિમાનમાં શશિને મળવા પણ ન ગયો. તેના પિતાએ શશિ શું કરે છે તેના બધા સમાચાર મેળવ્યા હતા. અને તે વિનોદને પોતાના અભિમાનમાં દુઃખી થતો જોઇ પોતે પણ દુઃખી થતા હતા.

ચંદ્રકાંત શશિ પાસે અવારનવાર આવતો, અને અનેક વાતો રાષ્ટ્રીય પ્રવૃત્તિની કરતો હતો. પણ હમણાં હમણાં શશિનું ધ્યાન તેમાં મુદ્દલ ન હતું. તે તો તેના ગર્ભના બાળકની ચિંતામાં જ રહેતી હતી એટલે બીજી કોઈ બાબતમાં ધ્યાન આપવા જેટલી સ્વતંત્રતા તે અનુભવતી નહોતી. પ્રસવકાળ માટેની તૈયારીઓ જેવી એને સમજાતી હતી તેવી તે કરતી હતી અને બાળક ઉત્પન્ન થયા પછી

બાળકને શું શું જોઇએ તેનો ખ્યાલ રાખી તેને સારૂ નાનાં ઝભલાંઓ ઔષધો અને એવી જરૂરની વસ્તુઓ તે ધીરે ધીરે ભેગી કરતી રહતી હતી અને તેમાં જ તેને અનુપમ આનંદ આવતો હતો. એ અવતરનારૂં બાળક જ એના જીવનનો એક માત્ર સાર કેમ ન હોય તેમજ તેનો બધો વ્યવહાર થઈ ગયો હતો.

ચંદ્રકાંત આવીને એની સાથે જે જે કંઇ વાતો કરતો તે યા તો એ પૂરી સાંભળતી નહિ અથવા સમજતી નહિ. તે સમજવાનો એ પ્રયત્ન પણ કરતી નહોતી. આથી ચંદ્રકાંત પણ અકળાઇ ગયો હતો. તેણે એક દિવસે કહ્યું: "શશિબહેન, તમને થયું છે શું? હમણા તમે કોઇપણ બાબતમાં ધ્યાન આપતા નથી. હું આવીને તમારી સાથે અનેક પ્રકારની વાતો કરૂં છું, પણ મને તો તમે તે સાંભળતા હોય એમ પણ નથી લાગતું. હું જાણે બકતો કેમ ન હોઉં તેમ તમે મારી બધી વાતો પ્રત્યે ઉદાસીન રહો છો."

"ચંદ્રકાંતભાઇ, તમને માઠું લાગ્યું? સાચે જ અત્યારે મારૂં ચિત્ત આવી વાતોમાં લાગતું નથી. તમારી માફી માગું છું. પણ મારા શરીરની અત્યારની સ્થિતિની અસર મારા મન પર પણ થઇ છે અને તેથી લાચાર છું."

"એ તો હું જોઉં છું જ ને? જ્યારે ત્યારે બેબીનું ઝભલું ભરતાં હો કે કંઇ એવું જ કરતાં હો છો, પણ જેને સંસારના બધા બાળકોની માતા થવાના કોડ હતા તેનામાં પોતાના બાળક માટે આવા ગાંડા કાઢવાની સંકુચિતતા કયાંથી?"

આ સવાલ સાંભળી શશિ શરમાઇ ગઈ. પણ તેણે હિંમતથી કહ્યું: "સંસારના બધા બાળકોની માતા થવા માટે પોતાના બાળકની માતા મટી જવું પડે એમ થોડું જ છે? જે પોતાના બાળકની જનની છે તે જ બીજાના બાળકોની પણ માતા થઈ શકે છે."

"પોતાના બાળક પ્રત્યેનું મમત્વ સંકુચિતતા લાવે જ એમ હું તો એમ માનું છું. બાળકનો ઉત્તમ ઉછેર થાય એ તો તેની જનનીએ જોવું રહ્યું. પણ આવા ભાવનાઘેલાં બની પોતાપણું વિસારી દેવું એ તમારા જેવાં તો ન જ શોભે."

"પણ હું તો મારા જીવનનું સાર્થક જ એમાં માનું છું. ચંદ્રકાંતભાઇ, હવે મને લાગે છે. તમારી કોઇપણ પ્રવૃત્તિમાં હું બહુ કામ નહિ લાગી શકું. હું માતા છું અને મારૂં પ્રથમ કર્તવ્ય મારા બાળક પ્રત્યે જ છે."

ચંદ્રકાંત આ સાંભળી નિરાશ થયો. તેણે માન્યું કે તેણે શશિ માટે જે આશા રાખી હતી તે ખોટી પડી. તે તેના આદર્શની ઊંચી ટોચ પરથી નીચે પડી છે. પણ શશિને તેમ કંઇ લાગતું ન હતું. પોતાના બાળકને ઉત્તમ રીતે કેળવી તે સંસારની સેવાજ કરશે અને એ રીતે પોતાનો આદર્શ ઊંચો ને ઊંચો જ રાખશે એમ તે માનતી હતી. સંસારની એ જ તો વિચિત્રતા છે. એક જ બાબત કોઇને સારી લાગે છે તો કોઇને ખોટી. જીવન એ કંઈ ભૂમિતિની સરળ રેખાઓની બનેલી આકૃતિ નથી. એ તો એક એવી કળા છે કે જેનું રહસ્ય વિરલાજ સમજી શકે છે. ચંદ્રકાંત અને શશિ જેવાઓ તેની અમુક રેખાઓ જોઈ દુઃખ યા આહ્લાદ અનુભવે છે. પણ એ સાપેક્ષ હોય છે. અને એનો અનુભવ ચંદ્રકાંતને ત્યારે થયો જ્યારે વિનોદના વ્યવહારકુશળ ગણાતા પિતા જેમણે શશિ સાથે તેના નાસી જવાથી તેનું મોઢું પણ ન જોવાનો નિશ્ચય કર્યો હતો, તેમને તેણે શશિ પાસે આવતા જોયા.

પિતા આવ્યા એટલે શશિએ તેમને પ્રણામ કર્યા અને તેમનો આશિર્વાદ મેળવ્યો. થોડી વારે સ્વસ્થ થયા પછી તેમણે શશિને કહ્યું:

"વહુ, તમે આ શું કર્યું ? આ જૂદું ઘર શા માટે રાખ્યું છે. અને તે પણ તમારી શારીરિક સ્થિતિ આવી છે ત્યારે ? તમારે અમારૂં નાક વઢાવવું છે ?"

"મારાથી કંઇ ભૂલ થઈ હોય તો માફી માગું છું. પણ આ સિવાય હું બીજું શું કરી શકું ?"

"કેમ અહીં તમારૂં ઘર નથી. તમે ત્યાં તો હક કરીને આવી શકતા હતા. તમે શું મને એવો રાક્ષસ માન્યો હતો કે મારા દીકરાની વહુને તે ઘેર આવે તો અપમાન કરી કાઢી મૂકત ? કે તમે મારા જેવા ડોસા પાસેથી પણ માન માગતા હતા ?"

"શશિએ આનો કંઈ જવાબ આપ્યો નહિ. વૃદ્ધનો પ્રેમ તે જોઈ શકી હતી. શશિ તરફથી કંઈ જવાબ ન મળતાં તેમણે કહ્યું : "હશે, જે થવાનું હતું તે થયું. હવે તમારે એક દિવસ પણ અહીં નથી રહેવાનું. તમારા સાસુ તમારી રાહ જુએ છે અને હવે તેડવા આવ્યો છું તો હું તમને લઇને જ જઇશ."

શશિએ પિતાની આજ્ઞાનું પાલન કરવા તૈયારીકરવા માંડી.

**[ સમાપ્ત ]**




દરાજ (દાદર) માટે રામબાણ

# નેરોલનું લંગર-છાપ

રીંગવર્માઈન વાપરો. એકજ
બાટલીથી દાદર જડમૂળથી જાય છે.

ઉપરાંત **ખરજવા** માટે

રીંગવર્માઈન તથા નેરોલનો લંગર છાપ ખરજવાના મલમનો વારાફરતી ઉપયોગ કરતાં. ખરજવાના હજારો કેસોમાં તાજુબી પમાડે તેવો ફાયદો જણાયો છે. દરેક ગામમાં દવાવાળા સ્ટોર્સ તથા ગાંધીને ત્યાં વેચાય છે. નેરોલનું નામ. અને લંગર માર્કા તપાસી લેજો:—

## ધી નેરોલ એજન્સી અત્તરવાલા

ત્રણ દરવાજા, **અમદાવાદ.**

---

દરેક જાતના હેર ઓઈલ સેન્ટ હેર ઓઈલ્સ બનાવવા માટેનાં એસે.સો. કેમીકલ્સ (સુગંધીનાં કાચાં દ્રવ્યો) તેમજ વેચવા અને વાપરવા માટેનાં અત્તરો. છુટક તેમજ જથાબંધ મળશે.